બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

## ગુજરાતી રંગીન બએતોમાં

ભાગ ૪ થો.

રચનાર.

રૂસતમ નઓશેરવાન માસતર

મુ તખલ્લુસ

બ

"આદીલ."

ઈ. સ. ૧૯૧૮. કીંમત રૂા. ૨.

# દીબાચો.

**બએત.**

શુરૂ નામ લંઊ દાવરો દાદગર,
છે ગેતી મીનોઇનો જે બાદગર.

જુકાવું હું સર પેશે ગેલવાદગર,
લખું તે પછી હું દીબાચો મગર.

શુક્ર સદ હઝાર શુક્ર, તે કરીમે કારસાઝ બેનેયાઝ બારીએ હક્તઆલાના, કે આજ માહારૂ ચોથું વૉલ્યુંમ, માહરાં મહરબાંન અને કદરદાન ઘરાકોની, તેમજ વાહલાં વાંચકોની પેશે નઝર કરવાને, તે માહાંન મઝદાની મદદથીજ હું ભાગ્યશાળી થયો છું.

વાહળા વાંચક, તું અંજાણ તો નહીંજ હશે! કે આજ કાલ યુરોપની ભયંકર લડાઈનાં પ્રતાપે દુકાળનાં દુષ્ટ દઈત્યે તમામ હફ્તેકીશવરમાં પોતાનાં નેંહસ્ત કદમ લંબાવ્યાં છે. જેમાં ખાસ છાપાને લગતી દરેક સાંમ્રગીઓ ભયભીત પ્રકારે મોંઘી થઈ પડી છે. તેવા હંગામમાં આવું એક અઢીસો સફાનું સુંદર વૉલ્યુંમ તેનાં કર્તાએ બાહાર પાડવું એ કેટલું બીકટ કામ છે? છતાં તેની કીમ્મતમાં કશોબી વધારો ન કરતાં જે મકસદથી, જે ઉત્સાહથી, જે હાંમથી, અને જે શ્રંમથી, આં અદનાં શેવકે જે બીકટ સાહાસ માંથે ઉઠાવ્યો છે, તેને આઈનદા ફ્તેહમંદી સાથે પાર પાડવા માટે માહારાં હંમદીન બાનુંઓ અને ગ્રહસ્થો તરફથી મને જે સંપુરણ ટેકો મળ્યોચ, મળેચ, અને ભવિષ્યમાં પણ માહરાં બાકી નીકળ-

નારાં વૉલ્યુમોને મળશેજ એવી દરેક આશા છે. આવા કટોકટનાં વખતમાં એવા એક બીકટ સાહાસમાં ઝીપલાવવું, એ ગોયા જાંણી બુજીને એક બળતી ચેહમાં, યા હોમ ધસી જવા બરાબર છે. મગર તેની રજભાર પણ દરકાર નહીં કરતાં, પૈસા, તથા વખતનાં કીમતી ભોગે હું જે માહરાં વૉલ્યુંમોની હારમાળા બાહાર પાડતો રહયો છું, તેની મૂળ મતલબ ફકત એટલીજ છે કે દરેક લેનારને સવળતા થાય, ઘરોઘર વંચાય, અને ઉધરતી અવલાદ આંપણા માહાંન નેયાગાંનોની બુલંદ જાહોજલાલી, નેંકી, નિતી, નાંમવરી, તથા ધર્મ ઉપરની તેઓની જાંફેશાંની પીછાંણી, તેઓને પગળે ચાલતાં શીખી, આં ક્ષણભંગુર ફાંની દુન્યામા, આઇંનદા પોતાની નેંકનામી અંમર કરે.

આજ કાલ આપણાં વાહાળાં બેટા બેટીઓ, ઇંગ્રેજી નૉવેલો, તથા તેના ગુજરાતીમાં થયલા તરજુમાના પુસ્તકો ઘણીજ ઉમંગ અને હોંસથી વાંચે છે, મગર તેઓનાં કૉમળ ભેજાં ઉપર કેવા પ્રકારની અને શું શું ખરાબ અસરો થાય છે, તથા આઇનદા તેના કેવાં પરીણાંમો નિપજે છે, જે માટે તેઓનાં માત પિતાઓ તથા વાલીઓએ સંભાળ લેવાની ખાસ જરૂર છે. તથા ખાસ કરી મેં ઉપર કહયું છે તેમ, આપણાં માહાંન નેયાંગાનોની બુલંદ જાહોજલાલી, નેંકી નિતિ, નાંમવરી, તથા ધર્મ ઉપરની તેઓની જાંફેશાંની પીછાંણી, તેઓને પગળે ચાલતાં શીખી, આં ક્ષણભંગુર ફાંની દુન્યાંમાં, આઇનદા પોતાની નેંકનામી અંમર કરે આંમીન. આં ચોથું વૉલ્યુંમ, કાઊસનું દુન્યામાં ફરવું, અને તેની બર્બર, હામાંવરાંન, અને મીસરનાં પાદશાહો સાથની લડાઈથી

શુરૂ થાયે છે, અને રૂસતમનાં હાથ ઉપર સોહરાબ મારીઓ જાયે છે ત્યાં સુધી, રૂસતમ અને સોહરાબનું કરૂણાંરસીક આંખુ દાસ્તાંન પુરૂ થાયે છે. મજકુર વૉલ્યુમને પણ શ્રી, એડનનાં શાહ સોદાગર સખી વજુદ શેઠ હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલા એમ વિ. ઓ. તરફથી ધરખંમ આસરો મળ્યો છે. જે માટે એ સખી શેઠયાનો હું ખરાં અંતકરણથી ખાસ આભાર માનું છું.

તથા મુંબઈની ઝરથોશ્તી જશંન કમીટી, કે જે આજે ઝરથોશ્તી કૉમમા ધર્મ, તથા ધર્મને લગતી ક્રીયાઓ સબંધી આગેવાંન ભાગ ભજવી રહી છે, અને જે ફીરદઓસી શાહનામાંના વાંચણો, કીર્તણો, વિગેરે કરાવી, આજની આંપણી ઊધરતી અવલાદના મન ઉપર, આપણાં તે મહાંન નેયાંગાનોનાં મર્દી ભર્યાં નેંક કામોનો બુલંદ છાપ બેસાડતી રહી છે, તેની તરફથીબી આં અદનાં શેવકનાં દરેક વોલ્યુંમોને ક઼ીમતી આંસરો તથા ધરખંમ મદદ મળતી રહી છે જે માટે પણ હું ખરાં જીગરથી એ જગ ઝાહેર કમીટીનો આભાર માનું છું.

આંય માહારૂં ચોથું વૉલ્યુંમ, મુંબઈની પારસી પંચાયતના માનવંત અકાબર સાહેબ, સખી તબેહ, મરહુમ શેઠ બહમનજી દીનશાહ પીટીટને તેઓની કૉમ તરફની બુલંદ ફીદાગીરી, અઠાગ ચાહ, તથા માહાંન સખાવતોની અદના પીછાંણ માટે દીલોજાંનથી હું અર્પણ કરૂં છું.

ખાકસાર

**રૂસતમ નઓશેરવાંન માસતર.**

**( આંદીલ. )**

# સાંકળ્યું.

# શુદ્ધિ પત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૬ | હઝ઼ર | હઝ઼ાર |
| ૧૯ | ૧૫ | દોરતીનું | દોસ્તીનું |
| ૨૦ | ૧૪ | તંગુખાને | તંબુઓને |
| ૨૮ | ૨ | જો વિચાર | છે જો વિચાર |
| ૪૩ | ૨૦ | નધી | નથી |

મેહેરબાંન વાંચકે પાનું ૫૭ મું વાંચતી વેળા ખાસ ધ્યાંન રાખવું કે છેક ઉપરથી ૧૪ મી લીટી વાંચી રહયા પછી ૧૫મી લીટીને બદલે છેક નીચેની લાઈન વાંચીને પછીજ આગળ વાંચવું.

જેમકે

નાંમીઓએ પુર્વે ઝમાનાના સહી,
વિચાર કર્યો આસ્માન જીતવા નહી.

એ પ્રમાણે લાઈન વાંચી પછીજ આગળ વાંચવું.

| | | | |
|---|---|---|---|
| ૭૨ | ૧૬ | અન | અને |
| ૯૮ | ૨૪ | દુમમનીથી | દુશમનીથી |
| ૧૧૦ | ૯ | તમાસ | તમામ |
| ૧૧૬ | ૧૧ | એઇએ | જોઇએ |
| ૧૭૨ | ૧૩ | ક઼ીમની | ક઼ીમતી |
| ૨૦૧ | ૧૦ | સુંજ | મુંજ |
| ૨૨૨ | ૨૦ | નણી | નથી |
| ૨૨૫ | ૨૪ | દભદબો | દબદબો |

# અર્પણ પત્રિકા.

શરાબ લાવ સાકી તું [1]વહેદતનો આજ,
ઉઠાવું કલમ હું ભલા નરને કાજ.
સફા પર સીફતની લખું હું કટાર,
સખીની, સખાવતનાં શાહાની, અપાર.
પીટીટ શેઠ બહમનજી દીનશાહનું નામ,
મશહુર ગાંમે ગાંમો, મશહુર ઠામેઠામ.
દીલે જે દયાનો તો દર્યોજ હતો,
સખાવતનાં માંરગને ધર્યોજ હતો.
સખાવત જેહની લાખ ચઉદની ગણાય,
જે નાંદરમાં નાંદર, ને શાહી લેખાય.
ધી, બહમનજી દીનશાહ પીટીટ હૉસ્પીટલ,
બંધાવી કીધું પુંન અસલમાં અસલ.
દીધા જેમાં રૂપીયા સારાસાત લાખ,
બુલંદ રાખી પીટીટનાં ખાંનદાંને શાખ.
નિશાળો, દવાખાનાં, ચાલીઓ, ખાસ,
દુકાળ, આગ, રેલો, ને મરકીનાં ત્રાસ–
માં કીમતી મદદ દેવા આગળ પડી,
વર્સાવતો દયાનો ઝરો હર ઘડી.
વફાદાર કૉંમી, અને ખએર ખ્વાહ,
હતો કૉંમની પીઠે, દેતો પનાહ.
સખી, સદગુણી, ને સકરમી, હતો,
ઘણી ધંનનો, ધનવાંન, ધરમી, હતો.

[1] ભકિતનો.

ગ઼રીબોનો બેલી હતો નાંમેવર,
દુઃખીઓ, ને દરદીઓનો દાદગર.
સખાવત છે હીંદમા જગેજગ દરેક,
યુરોપમાંબી રાખ્યો છે પોતાનો ટેક.
ગણ્યો ફેર નહીં નાંતનો, ઝાતનો,
સપુત થઈ ગયો જે ખરો માતનો.
જે દીલનો તો સાચો દેલાવર હતો,
સખાવતમાં હાતમ ખરેખર હતો.
દીલે જોઈ જેહને સખાવતનો શાહ,
[1]ફ઼લક કહે છે વાહવાહ! [2]મલક કહે છે વાહ!
ક઼લમ કહે છે વાહવાહ! સુખ઼ન કહે છે વાહ!
આં ગેતીનાં મર્દો, ને ઝ઼ન, કહે છે વાહ!
ભલું જેહનું મન, તેજ બહમન ગણાય,
જેહની ગાથામાં સાબેતીઓ જણાય.
સપુત પિતા માતાનો સદગુણી જવાંન,
થયો નાં થશે કોઈ જેહનાં સમાંન.
અનેક જેહનાં પુનવંતાં કામોને કાજ,
કરૂચ આય વૉલ્યુમને અર્પણ હું આજ.
દોઆ઼ દીલથી "આ઼દીલ" દીએ બેગુમાંન,
ગુરથમાંને રહો જેહનું રઓશન રવાંન.

આમીન! આમીન!! આમીન!!!

ખાકસાર
"આ઼દીલ."

---

[1] આંસમાંન. [2] ફ઼રીશતા.

મુંબઈની પારસી પંચાયતના માનવંત અકાબર સખી વજુદ.



મરહુમ શેઠ બહમનજી દીનશાહ પીટીટ.

| | |
|---|---|
| જનમ | મરણ |
| ઈ. સ. ૧૮૫૯. | ઈ. સ. ૧૯૧૫. |

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

## કાઊસનું દુન્યામા ફરવું અને તેની બર્બર, હામાવરાંન, અને મિસરનાં પાદશાહ સાથની લડાઈ.

દાના નરથી કરવો છે આપણુને ક્યાસ,
ઓલાદ બુઢ્ઢા દેહકાનની વાતોથી ખાસ.
કે તે પછી કાઊસે કીધો વિચાર,
જે શાહી મુલકમાં ફરે બેશુમાર.
ઇરાંનથી તુરાંન ચીન ગયો બેગુમાન,
અને તે પછી ગયો મુંલ્કે મક્રાન.
મક્રાનથી ઝેરેહ તક ગયો પુર દમામ,
કંમર જોઈ ન બંદ બાંધી કોઇની મુદામ.
કબુલી ચોથઈ સર્દારોએ ચોમેર,
ના ગાએ ઇચ્છા કીધી અજમાવા શેર.
ગયો પછી બર્બર તરફ તે તમામ,
સર્દારો અને તખ્ત સંગ શાહ મુદામ.
કીધો શાહે બર્બરે અસ્બાબે જંગ,
બદલ્યો બીજી રીતનો ગેતીએ રંગ.
બર્બરથી સેપાહ લડવા આવી ગઈ,
કે મહેફીલ પુરી શાહના લશ્કરથી થઈ.
નેઝાથી હવા બની જંગલ શીતાબ,
ઘોડાઓની ગર્દે બીધો આફતાબ.

લગામ હાથ જોઈ શકયા ધુળ લીધે નહી,
સેપાહની ધૂળે હાથી ઢંકાયા સહી.
સામસામી લશ્કર આવી ગયું જેમ,
કે દર્યામાં મઓજ ઉઠે પાણીથી તેમ.
જોયો રંગ ગેતીનો ગુદર્ઝે જ્યાર,
કે ઝીનથી ગુરઝ ખેંચ્યો ભારી તેવાર.
શુ તુસ ફરીબોર્ઝ અને ગેસ્તહુમબી શેર,
શુ ખરરાદ ને ગુરગીન અને ગેવ દીલેર.
ભેલઈ ગઈ સેપાહ ડાબી જમણી જેવાર,
કે જંગી સવારોથી ઉઠયા પુકાર.
ગયા બેહુ સેપાહના પુકાર આંસમાન,
ઝમીન જોશમાં આવી દર્યા સમાન.
ગોરઝ "તીરે અલ્માસ"ના મેહથી શીતાબ,
ને ધર પકડ કરનાર સવારોની તાબ.
થી ગેતી થઇ નર અઝદહાની ઝબાન,
ગો રંજ નાંખેચ ગેતી પર સઉ પેહેલવાન.
સવારોની ગર્દે હવા જામી ગઈ,
ડંકા ગોયા ગગડાટ ને તેગ વિજ થઈ.
તીર બન્યા વરસાદ ને ખંજર કરાં,
તે વીજ વરસાદે મોંત નીપજતાં ખરાં. ૭૦૪
સર્દાર ફઓાજ તોડનારો ગુદર્ઝ મસ્ત,
લઈ તેગ શતરૂને મારનારી દસ્તં.
પુકાર્યો તે જોશથી મસ્ત હાથી મીસાલ,
કીધો હુમલો એક દુશમનો પર તતકાલ.

તે જે બાજુ મારતોતો તળવાર તેઝ,
ત્યાં કરતો તે બર્બરી પર રસ્તાખેઝ.
બીજી તરફથી ગેવ જંગી ઝબર,
દેખાડતો દીલેરોને બાજુનું બર.
નિચે નાંખતો એક ઝખ્મે દસ સર યકીન,
દર્યો ખુનનો કરતો તલવારે ઝમીન.
જોયું જ્યારે તુસે તો પાદશાહની પાસ,
થી જોશ કરતો આવ્યો લડઇગાહમા ખાસ.
ડપટાવ્યો ઘોડો સંગ સવારો હઝાર,
લઈ નેઝા તીરોબી બખ્તર વિંધનાર.
આવી તોડી લશ્કરની તે કલ્બગાહ,
આવ્યો તેની પછવાડેથી તુર્ત શાહ.
ઈરાંની દીલેરો ને કાઊસ શાહ,
થી પાંમી સખત હાર બીજી સેપાહ.
સવાર રહયો બરબરમાં કોઇબી ન ખાસ,
ન કોઈ નેઝે ફેંકનાર રહયો આસપાસ. ૭૦૫
શહર અંદર ઝઇફ માણસોએ જેવાર,
ને જોયું કે બરબાદ થઈ જંગ અપાર.
તેવારે તેઓ શાહે કાઊસ પાસ,
આવ્યા માફી ચાહતા ટુટાં દીલે ખાસ.
છીયે શાહના બંદા ને નોંકર મુંદામ,
કબુલ કર્યેચ ચોથઈ દેવાને તમામ.
દીરમની જગા દેશું ગોંહર ને ઝર,
ચઢાવશું ખઝાનચીંનુ અહસાંન સર.

દઈ માફી કાઊસે નવાઝ્યા તમામ,
નવી રાહ રસમ શીખવી તેંમણે મુંદામ.
ઝાંજ અને ઘંટાના શોરો અપાર,
તથા ઉઠયા કર્નાયનાબી પુકાર.
સેપાહ ચાલી ગેતીએ કીધો પુકાર,
દીવસ અંદર રોશની રહી ના લગાર.
ચાલ્યો હવે છોડીને શેહેરે બરબર,
પશ્ચીમ તરફ આવ્યો કોહેકાફ પર.
ખબર તેંમણે થઈ શાહુનાં આવવાની ખાસ,
સાંમી રાહ ધરી લઇને કીધી સેપાસ.
ગયા સામા સરદારો તેની તેવાર,
ને કર ભારી દેવાનો કીધો સ્વીકાર. ૭૦૬
સ્વીકારી તાબેદારીથી સર્વે રાહ,
વગર દુઃખ દીધે ફર્યા શાહો સેપાહ.
સેપાહ ખેંચી રાહ ઝાબુલેસ્તાંનની,
મેહમાનીને કાજ પીસ્રે દસતાનની.
શહા રહયો ઝાબુલે એક માહ શીતાબ,
કબી બાઝ ચિત્તા કંઈ તંબુર શરાબ.
પણ રહી એવી હાલત નહીં વધુ વખ્ત,
ઉગ્યો તેટલાં કાંટોબી ગુલશનમાં સખ્ત.
રહયો નથી કોઈ હયાં કસોટી વગર,
નિચે તે પડેચ જે ચઢે છે ઊપર.
હતું કામ ગેતીનું રાસ્તી જેવાર,
અરબ લોકે માથું ઉઠાવ્યું તેવાર.

ને ફેરવ્યું સર કયકાઊસથી મુંદામ,
ધીક્કારી તેની તાબેદારી તમામ.
ઝબાંથી ને ઝરથી ગુની મદેં એક,
ઉઠાવ્યો જુંડો શાંમ મીસરથી છેક.
ખબર ગેતીનાં શાહાને એ થઈ ગઈ,
કે બેઠો છે તે જો શહનશાહ થઈ.
નગારાં ઠોકી નીમરૂઝથી ગયો,
રોશન ગેતીનો શાહ દીલે ખુશ થયો. ૭૦૭
જહાં પહલવાંનને ન સાથે લીધો,
તેને તેનાં શહર ઘરમા રેહેવા દીધો.
શું પહલવાં ને સરદારે ઇરાં ઝમીન,
તે લઈ ગયો જંગ કીનાં માટે યકીન.
સેપાહોએ નાંમ લખ્યાં ઢાલો ઉપર,
ને જોશ કરતી મ્યાંનોમાં તેગો ઝબર.
ઝમીન હીલતી ગો કીસ્તી દર્યા ઉપર,
સેપાહોની ગર્દે છુપાયો મહર.
દર્યા તરફ જંગલથી ખેંચી સેપાહ,
વગર પડવે દુશમનની તેપર નેગાહ.
જમાં કીશ્તી મછવા કીધા બેશુમાર,
હંકાર્યા સેપાહ તેમાં ગોઠવી અપાર.
થવા જતે નઝદીક તે ફરસંગ હઝાર,
જો પગ રસ્તે કરવા જતે રાહ પસાર.
તે એંમ કરી ત્રણ શેહેરો મળતાંતાં જ્યાં,
આવ્યો હીસ્સો પોતાનો લેવાને ત્યાં.

મીસર ડાબે હાથે બર્બર જમણી પાસ,
જ્યાં જાવ ત્યાં રાહ હતી વચ્ચેથી ખાસ.
તે આગળ હતું શેહેર હાંમાંવરાંન,
હતી બહુ સેપાહ હર મુંલક બેશુમાંન. ૭૦૮
ખબર થઈ તેઓને કે કાઊસ શાહ,
આવ્યોચ પાણી ઉપરથી લઇને સેપાહ.
કીધી એક બીજાઓએ મસ્લહત અપાર,
સેપાહ ખેંચી બરબર તરફ બેશુમાર.
હતી ફઓજ પહલવાંનોની [1]તેગ઼ઝન,
જમા થયું બરબરમાં તે અંજુમન.
તે લશ્કરથી કોહ, દર્યા જંગલ, મુંદામ,
આ઼જેઝ થયાં ઘોડાની નાઅ઼લે તમામ.
જગા રહી ત્યાં વિક્રાળ સિંહની નહી,
ન રાહ મસ્ત ગુરખરની જંગલમાં રહી.
કોહ ઉપર ચિત્તા ને માંહી અંદર આબ,
હવા અંદર વાદળ ને ઉડતાં ઓકાબ.
એ સઊ રાહ શોધતાં પણ કયાં હતી રાહ?
એવી ગરદીમાં જંગલી જાંનવરને, આહ!
સેપાહ ખેંચી ખુશ્કીથી કાઊસે જાંન,
જણાયાં ન કોહ દશ્ત ગેતી દરમ્યાંન.
ગેતીજ ગોયા બખતરની થઈ ગઈ તેવાર,
તારા તેમાં ભાલાની નોંક આબદાર.
કોલાહ કુલ સોંનેરી ને ઢાલો ઝરીન,
કુહાડાઓ ગરદને તેઝી યક઼ીન. ૭૦૯

1 તલવાર મારનારી.

સોનું ગોયા ચાલતું, ઝમીન થઈ ગઈ,
ને તેગ઼ હીન્દી જીવો વર્સાવતી થઈ.
હુવાબી બની ધૂળથી ચંદરુસ મીસાલ,
ઝમીન સારી થઈ કાલી અબનુસ મીસાલ.
કોહ ફાટતા રણસીંગડાંના સાદે ખાસ,
ઝ઼મીન વળી ઘોડાઓની નાલ઼આલ પાસ.
બર્બરમા નગારાંના નાંદે મુંદામ,
ઝમીન થઈ ગો લશ્કરની છાવણી તમામ.
આવી લાગ્યાં લશ્કર જો એક બીજાં પાસ,
કે દીલ કીને પુર જંગના ખ્યાલોથી ખાસ.
તો બેહુ તર્ફથી ખેંચી તેઓએ સફ,
કે હાથ અંદર ખંજર ને હોઠ ઉપર કફ.
વાગા ફ઼ઓજે ઈરાંથી ડંકા ને [1]કુસ,
કે બાહાર પડયા બેહરામ ને ગુર્ગીન ને તુસ.
કે જે તરફ ગુદર્ઝો કેશ્વાદ હતા,
ને ગેવ અને શીદુશ ને ફરહાદ હતા.
લગામ ફેંકી ઘોડાની [2]ચાલે શીતાબ,
પાયું નોંકે નેઝ઼ાઓને ઝેહેરી આબ.
વાંકા વળ્યા ઝીનની બેઠક પર તેવાર,
ઉઠ્યા ચાકચાક કુહાડાનાં પુકાર.
ગોયા ખોડતા લોઢાં ને પત્થરની ખાંન,
યા ધર્તી પર જીંખતા હતા આંસમાન.
આગળ વધ્યો સફમાથી કાઊસ મુંદામ,
સેપાહ આવી સાંમે સેપાહની તમામ.

૧ કર્નાય. ૨ ગર્દને.

આવ્યાં અંધારાં ચશ્મે મર્દો અંદર,
ગો હીંગરો વરસ્તો બલુ રંગ ઉપર.
કરાં ગોયા વર્સાવતી હોય [1]બાદ જેમ,
ને હોય [2]લાલાવાવતીબી પત્થરમાં કેમ!
આંતશ ચશ્મે ભાલાથી પડતો યકીન,
દર્યો ગોયા ખુંનનો બની ગઈ ઝમીન.
ઘભરઇ ત્રણે ફ્ઔાજ ઈરાંનીઓથી ત્યાં,
ન જાણ્યું કે છેડા ને વચલું છે કયાં.
અયે સરદારો! ગેવે એક કીધો પુકાર,
હીંમતથી લડો દુશમનો સંગ અપાર.
લાયક નથી હટવું આં જંગથી નિંદાન,
અગર આંપણ દઇએ લડઈ ગાહમાં જાંન.
એ સમજી ઈરાંની સેપાહનાં પેહેલવાંન,
ડ્પટાવ્યા ઘોડાઓ હવાની સમાંન.
બન્યો એક અઝદહા તો બીજો [3]પીલંગ,
એક નાંમીચો હાથી બીજો "શેરે જંગ". ૭૧૧
ચલાવી શત્રુ પર કીંનાની તલવાર,
ઝમીંન ઉપર નાંખ્યાં સરો બેશુમાર.
માર, ધર, પકડ, લે, ના ઉઠ્યા પુકાર,
વર્સાદ માફક તીર નેઝા વરસે અપાર.
નેઝાઓ ને તેગો ઝેહેરી આબદાર-
થી આવ્યો [4]ખંજરકશની આંખે અંધકાર.
વાદળ કાળાં બંધાયા ધૂળનાં ઝબર,
સીયાહ થયા આફતાબો માહતાબનાં ચહર.

૧ હવા. ૨ લાલચીત્રામણ. ૩ વાઘ. ૪ ખંજરના મારનારની.

હવા બની જંગલ નેઝ઼ાઓથી ખાસ,
થયાં દીલ સવારોનાં સર્વે ઉદાસ.
રેડાયું ખુંન એટલું ઝમીન પર નિદાન,
કે લાલાનો બાગ઼ બન્યું જંગનું મયદાન.
ઓક઼ાબનાં પરનાં અલ્માસી પયકાંન,
થી નુર વધ્યું ખુરશીદનાં મુંખનું નિદાંન.
સવારોની ધૂળનો ફ઼લકને નિસાર,
ઉડવા લાગ્યાં ગ઼ીદ્દોબી ગોશ્તનાં ખાનાર.
હાથ વિનાં પગ, પગ વિનાં હાતથી,
જણાંતું કોઈ આં જંગથી બચ્યું નથી.
હતા જગ જગે મુંરદાંના ઢગ મુંદામ,
હતું ખુનમાં લપટાયલું જંગલ તમામ. ૭૧૨
આજેઝ઼ થયાં લશ્કર ને ત્રણે તે શાહ,
ને એક પછી એક સઉએ માંગી પનાહ.
પ્રથમમાં તે સરદારે હામાંવરાંન,
તજ્યો ગુર્ઝ઼ ભારે ને શમશીર નિદાંન.
લાચાર થઇને શાહ પાસે માંગી પનાહ,
કે જોઈ લીધો દહાડો બલાનો સીયાહ.
એવી શર્તે કે શેહેરે હામાંવરાંન,
નો અફ઼સર દે ચોથઈ સલાંમી નિદાંન.
ને ઘોડા તાજો તખ્ત હથ્યારો ખાસ,
દરેક ચીઝ઼ો મોકલે શાહ કાઉસની પાસ.
એ આપી ચુકે ત્યારે જાય તે શીતાબ,
ન લશ્કર કરે મુંલ્ક તેનો ખરાબ.

મીસર શાંમ બરબરનાં શાહો તમામ,
વચન આપી ચુકયા ત્રણે જણ મુંદામ.
સુની વાત કાઉસે એલચીની જ્યાર,
જવાબ એ રીતે તેનો દીધો તેવાર.
કે આવો તમો મુંજ પનાહમાં તમામ,
ના લોભ કરતા તાજો તખતનો મુંદામ.
તે ફ્ઓજ સાથે તંબુમાં આવ્યો ખુશાલ,
શાહ કાઉસની મરઝી મુંરાદો મીસાલ. ૭૧૩
આવ્યો હામાંવરાંનથી એલચી તે યાર,
લાવ્યો સંગ ખઝાનો ને ભારે હથ્યાર.
તે લાવ્યો પોખરાજ અને ગંજો ગોહર,
ને બોલ્યો કે અયે પાદશાહ દાદગર.
છીયે નોંકર તુંજ પગની રજના મુંદામ,
શું મોટાં યા શું હમો નાના તમામ.
તું હર સાલ રહો ફતેહમંદ [૧]શાદતર,
થજો ઉંધુ તુંજ વેરીનું બખ્ત સર.
એટલું કહી પછી ખાકને ચુંમી ખાસ,
અને આવ્યો સરદાર તુસની તેપાસ.
ને લાવ્યો તે પાસેબી ગંજ અને ઝર,
બક્ષેસ કીધી કમ ઝયાદા સઉને મગર.

૧ ખુશાલ.

## પાદશાહ કાઊસની હામાવરાંનનાં પાદશાહની બેટી સોદાબે માટે ખાહેશ કરવી અને તેંણીને પોતાની મોહરદાર બનાવવી.

કહયું તે પછી કોઇએ કાઊસને એ,
કે બેટી એક રાખે છે પરદામાં તે.
બુલંદ સર્વથી ઝેબ દેનારી ગર,
છે તાજ કાળી કસ્તુરીનું જેને સર.
તે કદમાં છે ઊંચી ને ઝુલ્ફાં કમંદ,
ઝબાં ગોયા ખંજર લબો ગોયા કંદ.
બાલ તેનાં લટકે છે સરથી ઝમીન,
તે માહ ઊપર યઝદાંથી હોજો આફ્રીન. ૭૧૪
ચિતાર ભર્યું સન્ગારેલું બેહશ્ત છે,
છે ખુશ બાહારનો નુરી ખુરશીદ તે.
ન શાહ લાયક રાંણી છે કોઈ તે સીવાય,
કેવું નેક! શાહા જો તે માંહાથી જોડાય.
દીલે કાઊસ જોશ અંદર આવ્યું અપાર,
જવાબ તેને દીધો કે છે નેક વિચાર.
તેની માંગણી તેનાં બાપથી કરશ,
કારણ, દીપશે તે મુંજ ઝનાંને સરશ.
કીધો શાહે તે લોકોમાંથી પસંદ,
મરદ એક હોશયાર અને અકલમંદ.

જે ઘંભીર ને ઊંચી નસલ બેગુમાન,
કહયું તેને કે જા તું હાંમાવરાન.
ને બોલ્યો ફેરવ મુંજ તરફ તેનું મન,
લુભાવ મગ્ઝ કહી તેને શીરીં સુખન.
કેહુજે માંહારૂ સગપણ આં જગમાં તમામ,
કે શોધે છે માહા પ્રતાપીઓ મુંદામ.
ને ખુરશીદ છે રોશન મુંજ તાજે યકીન,
તખ્તે હાથીદાંતનો છે પાયો ઝમીન.
મુંજ સાંયામાં નહીં લેતો જે કોઈ પનાહ,
નથી મળી શકતી તેને [1]પાયેગાહ. ૭૧૫
હું ચાહું છું સગપણથી જોડવાને તુંજ,
ને માંગુ છું સલ્લાહનું મોં ધોવા હુંજ.
કે બેટી એક પરદામાં તાહારા જો છે,
સમજયું છે મુંજ તખ્ત લાયકની તે.
જેણી, પાક ચેહરાની છે પાક તન,
છે વખણાયલી હર શેહેરો ને અંજુમન.
કોબાદનાં બેટા જેવો પાંમે દાંમાદ,
તો જાણુ તાહારી ખુરશીદે લીધી છે દાદ.
ચતુર મર્દ હોશ્યાર ને [2]તરઝબાન,
આવ્યો પાસ સાલારે હાંમાવરાન.
ઝબાં કીધી પુતળું કીધું દીલ ગરમ,
ને સણગાર્યા હોટો સુખનથી નરમ.
પ્રથમ કાઊસની કહી દોઆ ને સલાંમ,
પછી વાતો કહી જે હતો કંઈ પયાંમ.

૧ પગ મુકવાની જગા. ૨ તેઝ ઝબાન બોલનારો.

સુંની ચુકો સરદારે હામાંવરાંન,
દુઃખી દીલ થયું દર્દ સરમાં નિદાંન.
કહયું દીલથી શાહ છે ગમે એવો તે,
જહાંદાર ફત્તેહમંદ ને હાકમબી છે.
તોપણ બેટી એકજ છે જગમાં મને,
કે જીવથીબી ઝયાદા છે પ્યારી, અને. ૭૧૬
જો કાસીદને ધુતકારી કાઢુંચ અગર,
તો લડવાની તાકત નથી સર બ સર.
અગર નુર આંખોનું આપુચ તમામ,
તો આંખ છતાં અંધો બનું છું મુંદામ.
ભલું એ કરૂ દુઃખ તરફ 'બંધ નઝર,
દાબી રાખું ગુસ્સાને દીલની ઊપરઃ
વિચાર તે પછી કીધો તેંણે તમામ,
લીધું અકલમંદી ને દાંનઇથી કામ.
કહયું એમ સુખન શીરીં નરને મગર,
નથી તેની માંગણીનો છેડો કે સર.
મુંજ કીમતી બે ચીઝમાંથી માંગે છે સહી,
કે તે જેવી ત્રીજી કેથે છેજ નહી.
કુંમક હતી મુંજ ધંનની મુંજને અપાર,
મુંજ ફરઝંદથી દીલશાદ હતું બેશુમાર.
તેને લઈ જશે શાહે ઇરાં અગર,
તો જીવવું થશે મને મુંશ્કીલ ઝબર.
તે જે માંગે છે તે હું આપીશ મગર,
વિચાર ને હોકમથી ન ફેરવશ હું સર.

ગ઼મી સાથે તેડી સોહ્રાબેને પાસ,
ને સૌ વાતો કાઊસની કહી તેને ખાસ. ૭૧૭
કહયું મોટા પાદશાહ તરફથી મગર,
છે નેકી મોટઈ જેની ખાંમી વગર.
સુખન શીરીં ક઼ાસદ હ્યાં આવ્યો છે નેક,
કે લઈ નાંમુ દાસ્તાંનો સંગ હાથ એક.
નથી ચાહાતો જો કે હું મનથી તે કામ,
મુંજ દીલથી માંગેચ લેવા ખાબો આરામ.
એ માટે તું શું કહે છે? શું છે વિચાર?
શું મરઝી છે એ વિષે તાહારી આંવાર?
કહયું સોહ્રાબેએ ન ચારો છે બસ,
તો મીત્ર નથી આજે એથી સરસ.
કે દુન્યાંનો પાદશાહ, હોય જે કોઈ યક઼ીન,
સરદારોનાં લેતો હોય મુંલ્કો ઝમીન.
સગાઇ તેથી જોડવા તુ થાય છે ઉચાત?
એમાં ગ઼મ નથી પણ ખુશીની છે વાત.
સમજ્યો તે સરદારે હાંમાવરાંન,
કે ભારી નથી સોહ્રાબેને નિદાંન.
તો કહી પાદશાહે એવી વાત કોઈ,
ઝમાનાની ગરદીશ ને હાલતને જોઈ.
કે હોય જેનાં પરદામાં બેટી અગર,
અભાગ્યો તે હોય પાદશાહ હોય મગર. ૭૧૮
બોલાવ્યો તેણે, શાહાનાં ક઼ાસદને પાસ,
સરદારોથીબી ઊંચે બેસાડયો ખાસ.

કીધા ધારા માફકનાં કૉલો કરાર,
કે દીંનની રસમ રાહ મુંજબથી તેવાર.
ને એક હફ્તો સરદારે હાંમાવરાંન,
અમીંરોથી મસલતો કીધી નિદાંન.
ટુટાં દીલનાં શાહે પછી કાઢી બાહાર,
અંમારીઓ ચેઆળીસ, ગુલામ ત્રીસ હઝાર.
હઝાર ઊંટ ઘોડા ને ખચ્ચર હઝાર,
જે પર કપડાં રેશમી ને લાખ્યાં દીનાર.
અંમારીથી પરદા જુલાવ્યા નિચાંન,
ઉભી ફઓજ રક્ષણને માટે નિદાંન.
સજી અંમારી નવા માહાથી મુંદામ,
જેની પાછળ ચાલતોતો હદયો તમામ.
કે બેહશ્ત જેવી સંણગારી ફૌજ એક ઝબર,
ગો લાલા, હવાએ રોપ્યા ધર્તી પર.
આવી લાગ્યા જેવારે કાઊસની પાસ,
તે દીલજીત અને ખુબસુરત ફૌજ ખાસ.
નવો માહ નીકળ્યો અંમારીથી એમ,
સણગારેલો શાહ, નવાં તખ્ત ઉપર જેમ. ૭૧૯
સણગાર [1]કાળી કસ્તુરીનો ગાલ ઉપર,
હતાં [2]લુલુ ગાલો સુગંધી અંદર.
બે હોટ યાકુતો નરગેસી બે ચશમ,
ગોળઈ બે ભવાંની ગો [3]સીમી કલમ.
કમાં ચાંચી ગોયા ભવાં બે હતાં.
દીલે મર્દ જે જોઈ ઝખ્મી થતાં.

૧ કાલી ઝુલ્ફનો. ૨ એરીંગ. ૩ ચાંદીની.

અજબ થયો તે જોઇને કાઊસ મુંદામ,
સોદાબેને જોઈ લીધું યઝદાંનું નામ.
ભરી દાંનાઓની સભા એક નિદાંન,
હતા જેમાં હોશ્યારો પીર મુંબેદાંન.
થયો રાંણી લાયક સોદાબેથી શાદ,
રસમ દીન મુંજબ તેથી પાંમ્યો મુંરાદ.
ને બોલ્યો કે પેહેલી નિગાહ જો કીધી,
ઝરીન પરદા લાયક મેં જાંણી લીધી.
દુઃખી દીલ થયો શાહે હાંમાવરાંન,
કરવા લાગો તેનાં ઇલાજ ઉપર ધ્યાંન.

## હાંમાવરાંનના પાદશાહાનું યુકિત કરી કાઊસને કુએદ પકડવું.

ગયો હફતો એક આંઠમે દીન મુંદામ,
મોકળ્યો શાહ કાઊસની પાસે પેગામ.
જો શાહ માહારો મેહમાં થવા ચાહે ગર,
તો આવે ઝરૂર કરી તે માહારે ઘર. ૭૨૦
થયુંચ શેહેરે હાંમાવરાં. અંઝમંદ,
કે જોઈ લીયે રૂખસારે શાહે બુલંદ.
રચી યુકિત તે સાથે તેંણે ઝરૂર,
હતો બુરો ભીત્તર ને હુશ્યાર પુર.

કે શેહેર અને બેટી, બે રાખે તે પાસ,
ન ચોથઇબી દેવી પડે કાંઈ ખાસ.
એ પાંમી સોદાબે પીદરનો વિચાર,
કે માંગેચ ખુશીમાં ખલલ બેશુમાર.
કહયું કાઊસને ઠીક નથી આં વિચાર,
થવું તેનો મેહમાં ન લાયક લગાર.
ધરી લેશે તુને તે બહાનાં વગર,
ન થાય એમ મચે જંગ ખુશીમાં અગર.
એ વાતો છે સૌ માહારે માટે તમામ,
ગમી સીવા મળશે ન તુને મુંદામ.
ન કીધો સોદાબેની વાતે વિશ્વાસ,
કારણ, મર્દ કોઇને ન ગણતો તે ખાસ.
દિલેરો ને પેહેલવાંનો સાથે ગયો,
મેહમાં શાહે હાંમાવરાંનો થયો.
શાહાનું એક શેહેર હતું [1]શાહ જેનું નામ,
ખુશી ખુશ ખુશાળીને માટેજ મુંદામ. ૭૨૧
હતું એજ શહર અંદર તેનું મુકામ,
જેથી શેહેરે રચનાં હતી થામેથામ.
શાહ શેહેર ગયો શાહે ગર્દનફરાઝ,
તમામ શેહેરે કીધી નમીને નમાઝ.
શું ગોંહર ને કેસર ઓવાર્યાં તેપર,
કે ભેલી દીનાંરોની સાથે અંબર.
અવાઝ શેહેરે તંબુરા ગીતનાં થયા,
મીસાલ તાંણું વાંણું ભેલાઈ ગયા.


૧ એ નામનું શેહેર.

કે જોઈ તેને સરદારે હામાંવરાંન,
ને સરદારો સંગ આવ્યો પ્યાદો નિદાંન.
શું અયેવાંને શાહાથી તે આગળનાં દર,
સુધી વરસ્યાં મોતી યાકુત ને ઝર.
ભરી ઠાલ સોંનેરી કીધો નિસાર,
ને સર છાંટી કસ્તુરી અંબર અપાર.
કે મેહેલ અંદર બીછાવ્યું સોંનેરી તખ્ત,
ખુશાલ તખ્ત પર બેઠો કાઊસ તે વખ્ત.
શરાબ હાથ લઈ એક હફતો મુંદામ,
ખુશી ખુરમી કીધી તે જગ્યે તમામ.
ને રાત દહાડો તે પાસે નોંકર સમાન,
કે કસતો કંમર શાહે હાંમાવરાંન. ૭૨૨
કંમરબંદ તેની સેપાહુબી તમામ,
ઈરાંનીઓ પાસ રેહેતી ગોયા ગુલામ.
કે એમ કરવાથી તેઓ બન્યાં નચિંત,
શું ખટપટ, કે દહેશત, કે દુઃખથી રહિત.
થયા તેઓ અઠવાડયું વીટ્યે તૈયાર,
ઉઠયા છોડી જગ્યા પોતાની તેવાર.
ખબર મુંજબ બર્બરથી લશ્કર મુંદામ,
કુચ કરવા લાગ્યું તે રાહામાં તમામ.
ઉઠયા રાતે કર્નાયનાં શોરો પુકાર,
હતો જ્યારે એકબી ન લડવા તૈયાર.
સેપાહ આવી બર્બરથી હાંમાવરાંન,
કે થઈ ગયું તે શાહાનું દીલ શાદમાન.

એકાએક ધરી લીધો કાઊસને,
તથા ગેવ, ગુદર્ઝ, અને તુસને.
શું ગુર્ગીન, કે શું ઝંગે શાવરાનને,
તમામ નાંમદારો ને પહલવાનને.
ધરી તેંમણે બાંધ્યા અતી બંદ સખ્ત,
ઊંધા વાળ્યાં તેંમણાં સૌ દબદબો તખ્ત.
વિચારવંત નર એ વિષે કહે છે શું ?
શું જાંણેચ ઓ નર દાંના એ વિષે તું ? ૭૨૩
ન હોય લોહીનો સંબંધ જ્યાં સુધી ખાસ,
ન ત્યાં સુધી કોઇ ઉપર રાખવો વિશ્વાસ.
કે લોહીનોબી સંબંધ ધરાવનારો ખાસ,
ધીઃક્કારીને ફેરવે છે મોં તાહારી પાસ.
અદાવતથી ભેદ તાહારો ખોલેચ મુંદામ,
તે જુઠો કરેચ તુને રૂસવાં તમામ.
જો [1]ઇમતેહાં દોરતીનું લેવું હોય ખાસ,
તો સુખ દુઃખે અઝમાવી જોજે તું પાસ.
હુશે નિચા દરજાનો તુંથી અગર,
ઘટાડશે અદેખઈથી તાહારી મહર.
હાંણીકારક ગેતીની છે એવી રઃહ,
કે નાંખે છે ફેરવી ઝરામા નિગાહ.
ગયો કાઊસ બેહુદાપણુથી બંધઈ,
તો હાંમાવરાંનની મુંરાદ પાર થઈ.
હતો પાહાડ એક જેનું વાદળમાં સર,
રખે ઊંડાં આબથી ઊંચકેલો ઉપર.

૧ પારખું.

ઉઠાવ્યોતો કીલ્લો એક તે કોહ ઉપર,
ગો આવ્યું અસમાન તેનાં ખોળા અંદર.
તે કીલ્લામાં મોકળાવ્યો કાઊસને,
તથા ગેવ, ગોદર્ઝ, અને તુસને. ૭૨૪
તમામ બીજા સરદારોને બાંધી તંગ,
કીધા કએદ કીલ્લામાં કાઊસની સંગ.
તે કીલ્લાના પાસબાંનો રાખ્યા હુઝાર,
હતા નાંમદારો જે [1]ખંજરગુઝાર.
કીધા તેનાં તંબુઓ સર્વે તારાજ,
ઉમ્રાઓને દઈ દીધાં ઠેલી ને તાજ.
બે હારમાં ચાલે એટલી ઓરતો ગઈ,
પોતા સાથે સુંદર એક અંમારી લઈ.
કે લઇને સોદાબેને પાછી વળે,
ને તંગુખાને લાવે પગની તળે.
સોદાબેએ જોઈ ઓરતોને મુંદામ,
કે શાહી પોશાક ફાડયો તનનો તમામ.
પીખી હાતોથી કસ્તુરીની [2]કમંદ,
કીધા ગાલો ખુંન ભર્યા નખથી બુલંદ.
તે બોલી કે ધીઃક્કારની આંખોથી જોય,
દગો ન કરે મર્દોને મર્દ હોય.
ન કેમ તેને બંધ કીધો કીનાને વખ્ત?
પોશાક હતો બખ્તર, અને ઘોડો તખ્ત?
સરદાર ગેવ, ગોદર્ઝો, તુસ, પાકઝાદ,
દીલ ચીરતા, જેનાં નગારાંનાં નાદ. ૭૨૫

૧ ખંજરના મારનારા. ૨ ઝુલ્ફ.

કમીગાહુ બનાવોછો સોંનેરી તખ્ત?
કરોચ ક઼ુઓલો એકરારથી ટુંકા દસ્ત?
કહી કુત્રીઓ બાંદીઓને નિદાન,
હુતી ખુંને તર આંખો સખ્ત જબાન.
ન ચાહાવશ હું કાઊસની વાતે જુદઈ,
અગર ખાકમાંબી જશે તે છુપઈ.
ઘસડવી પડે બેડી કાઊસને ગર.
તો કાપો આં માહારૂબી બેગુનાંહ સર.
કીધી વાતો તેવોએ પેશે પીદર,
કીના ભર્યું સર કીધું [1]પુરખું જીગર.
તેંણીનેબી મોકળાવી પેશે શોહર,
ટુટાં દીલે ગ઼મગી ને લોહી ભર્યે ચહર.
કે બેઠી તે એક જગે પાદશાહની પાસ,
હતી તેજ દાસી ને સાથીબી ખાસ.

## અફ્રાસેયાબનું ઇરાંન ઉપર લશ્કર લઇ જવું અને ઇરાંનીઓએ રૂસ્તમની પનાંહ પકડવી.

પડયો ક઼ુએદમાં જ્યારે આં લોભી શાહ,
કે પાછી ફરી [2]સુએ ઈરાં સેપાહ.

૧ ખુંનથી ભરેલું. ૨ ઈરાંન તરફ.

સવાર કીશ્તી પર થઈ દર્યા વાટે ખાસ,
આવી પુગી હાંમુનનાં જંગલની પાસ.
ફેલઈ ચોતરફ એ ખબર જો તદન,
કે ગુમ થઈ ગીયું સીધું [1]સવે ચમન.
ન શાહ જોયો સોંનેરી તખ્તે જેવાર,
થયોં તાજનો લોભ સઉને તેવાર.
તુરકીઓ અને દસ્તે નેઝાવરાંન,
હરેક ગમથી આવી સેપાહ બેગુમાંન.
સેપાહ ભારી લઈ સાથે અફરાસેઆબ,
આવ્યો છોડી ખાવું ને આરાંમો ખાબ.
કે શોર ચો તરફ ઈરાંમા થઈ ગયા,
આરાંમની જગો જંગ ફીસાદો થયા.
અફ્રાસ્યાબ આવ્યો પુરતુંદીની સંગ,
મચાવી અરબ ફ્ઓજની સંગ જંગ.
ધર્યો ગુર્ઝ કીનાંનો સરદારે દસ્ત,
જે પર મારતો તેને છુંદતો તે સખ્ત.
એવીજ રીતે લશ્કરે થઈ ટોળાં બંદ,
હુમ્લો કરવા માંડયો ગોયા કોહ બુલંદ.
ને શમશીરથી તે નાંમી લશ્કરનાં યાર,
કે ખાક અંદર નાંખ્યા ટોળાંબંધ સવાર.
ગો અલ્માસનાં દર્યાથી લાલોની ખાંન,
ને નાંલોથી રગડાતી લાશો નિદાંન.
કે વર્સાવ્યાં ગુર્ઝો ને તેગો અપાર,
દીલેરોએ રાહ લીધી નાંહાસ્વાની યાર. ૭૩૭

[1] બાગનું સરવનું ઝાડ.

મેંઢુ નાંહાસે વરૂની ચુંગાલે જેમ,
પડી નાંહાંસભાગે દીલેર ફ્અોજ તેમ.
રહી માસ ત્રણ ફ્અોજ જંગમાં ઝબર,
કપાયાં કોલાહ માંટે કંઈ એકનાં સર.
તુરકીઓથી આરબો હાર્યા મુંદામ,
વધુ મેળવવા કાજે ખોયું તમામ.
ઇરાંનમા તે લશ્કર ફેલાયું ખુશાળ,
થયાં કૂએદ અઓરત ને મર્દો ને બાળ.
છે ત્રણપાંચની ગેતીની એવી રસમ,
કે લોભની છે પછવાડે રંજો સીતમ.
શેવટ થાય છે નેંક બદ સઉ પસાર,
શીકારી છે મંઓત અને આપણુ શીકાર.
પડી કૂએદ સર્વે ઇરાની સેપાહ,
કે થઈ ગેતી ઇરાંનીઓ પર સીયાહ.
ગયા ભાગ બે ત્યાંથી ઝાબુલ અંદર,
તે દસ્તાંના બેટાની આશા ઉપર.
બદીથી હમોને તું દેજે પનાહ,
જો ગુમ થયો છે દબદબે કાઊસ શાહ.
ને બોલ્યા કે સઉ ઉંધુ વળ્યું છે બખ્ત,
કે સામું આવી ઉભુ છે કામ સખ્ત. ૭૨૮
રે! અફસોસ કે ઈરાંન બન્યું વેરાન,
થયાં છે જ્યાં વાઘો ને સિંહનાં મકાન.
જગા હતી જંગી સવારોની તે,
બેઠકની જગા પાદશાહોની જે.

તે થઇચ જગા સખ્તી બલાની તમામ,
વસેચ તેઝ ચુંગાલનાં અઝદાહ તે ધામ.
જે ચિતાનું દુધ પી ઉધર્યોચ દલીર,
થશે .તેજ બંસ રંજમા [1]દસ્તગીર.
અગર રાસ્ત સમજે જહાં પેહેલવાંન,
કરે ખાલી જંગી તુરકથી ઈરાંન.
ને બેસે તે આરામોથી તખ્તગાહ,
તો બંદા હુમો સઉ, ને તે પાદશાહ.
નતો ફ઼ુએદ ઝ઼નબી ને ફ઼રઝંદો સાથ,
ટોળેટોળાં પડયાંચ તે દેવોને હાથ.
કરવો જોઇએ માટે એનો કંઇ ઉપાય,
ને દીલ ખાલી કરવું ઘટે દુઃખથી આય.
વર્સાવ્યાં આંખે રૂસ્તમે ઝર્દ આબ,
કે જીવ દર્દ ભર્યો ને દીલ પેચોતાબ.
જવાબ એવો દીધો કે લઈ હું સેપાહ,
કમર જંગની બાંધુ છુ થઈ કીનેખાહ. ૭૨૯
હું કાઢશ પ્રચંમ કયકાઉસની ખબર,
ઈરાંનથી હાંકશ તુર્કીઓને ઝ઼બર.

---

૧ મદદગાર.

## રૂસતમનું પાદશાહ કાઊસનાં પકડાવાથી વાકેફ થવું અને તેનું હાંમાવરાંનનાં પાદશાહ ઉપર 'નામું લખવું.

ખબર તેને થઈ જો કાઊસ શાહાની,
સેપાહની ને કૃએદની કમીનગાહાની.
તો કાબુલથી ઝાબુલમાં તેડયું લશકર,
સેપાહ ખેંચી જંગ માટે બાંધી કમર.
ને જોશ અંદર આવ્યો આતશ જેવો હાલ,
સેપાહ ખેંચી ફુંકતા પવંનની મીસાલ.
ને જોઈ રાહાને માટે દાંના મર્દ ખાસ,
મોકલ્યો પેગામ શાહા કાઉસની પાસ.
સેપાહ ભારી લઈ, આવું છું બેગુમાંન,
લડવા, [૧]"સુએ સાલારે હામાવરાંન".
દેખાડશ તેને જંગ, આવી તમામ,
ને લશકરથી બચ્યા છે જે કોઈ મુંદામ.
તું દીલને ખુશી રાખજે ખાતો ના ગમ,
હું આવી પુગુચ એ મુંલક દમ બ દમ.
ગયો પાસ સાલારે હામાવરાંન,
દીલેરોમાંથી નાંમી એક બેગુમાંન.
લખ્યું નામું એક ધર પકડનું મુંદામ,
ગોરઝ શમશીરો જંગથી ભર્યું તમામ


૧ હામાવરાનના સરદાર તરફ.

પ્રથમ કીધી ગેતીનાં માલેકની યાદ,
જેણે ખોલ્યો છે [૧]"દરે ઈન્સાફે દાદ".
પછી લખ્યું અય શાહે હાંમાવરાંન,
તું છે બદ નસલનાઓથી બેગુમાન.
તું છે બદ નસલની એવીજ આ નિશાંન,
કે રમ્યો દીલેરોથી ફંન બેગુમાન.
ધરેચ ઇચ્છા મુર્ખાઇથી મોટાઈની શું?
કમીન કુતરાથીબી છે બદ નસ્લ તું.
કરતુકોથી ધરવી ઘટે છે શરમ,
નથી જોઈ દુન્યાં તેં ઠંડી ગરમ.
કમીંગાહ કીધી શાહે ઇરાં ઉપર,
ને નાંખ્ખો સગઇમાં તેં વાંધો ઝબર.
નથી મર્દી ફંન કરવો જંગમાં [૨]બહમ,
ન ચાલ્યો તું જંગી મગરની રસમ.
ફરેબ જે નથી કરતું જંગમાં ઝરૂર,
ગો દીલ કાં ન હોય તેનું કીનાથી પુર.
કીધોચ તુને વાકેફ મોટાઈ છોડે ગર,
ને આવે તાબેદારીની રાહ ઉપર.
જો છોડશે તું શાહ કાઊસને બેગુમાંન,
તો છુટો બદ અઝદાહનાં હાથે તું માન. ૭૩૧
જો નસીહતથી માથું ફેરવશે મગર,
તો જાંણ માંગેચ તનથી જુદું કરવા સર.
નથી જાંણુતો? જંગનો કરૂચ જો વિચાર?
તો તેગથી મગર જળેચ દર્યામાં ચાર.

૧ દાદ અને ઈન્સાફનો દરવાજો. ૨ એક બીજા સાથે.

દયા કર પોતા પર અને મુલ્ક પર,
ન થાય જેથી બેહાલ ગમથી ઝબર.
નતો મુંજથી લડવા થા તૈયાર હાલ,
જો અઝમાવી મુંજ [1]યાલ પત્થર મીસાલ.
કસમ જગનાં અહુરાનાં, ખુરશીદનાં,
ને જંગ, બઝમનાં, ડરનાં, ઉમીદનાં.
કીનો ફ્રૂઓજે ઈરાં, ને કાઊસનો ખાસ,
હું લેવશ તું બેઅકલ પાદશાહની પાસ.
સરદારોથી તેં જાણ્યું હોશે નિદાંન,
કીધીચ કેવી મેં જંગે માઝંદરાંન?
ને પુલાદો ગંદી ને બીદ સાથે જંગ,
કીધીચ શું? તેં જાણ્યુંચ સુફેદ દેવ સંગ?
તૈયાર થયું સીલબંધ નાંમુ જેવાર,
કે રાહ લીધી કાસીદે જલ્દી તેવાર.
તે કાસીદ આવી પુગો હાંમાવરાંન,
ને દીધો પયાંમે જહાં પહલવાંન. ૭૩૨
સર ફર્યું તેનું, વાંચી નામું ખાસ,
સીયાહ ગેતી થઈ તેની આંખોની પાસ.
થયું નામાં રોશનથી દીલ જોશદાર,
પુકારતાં વાદળ જેવો કીધો પુકાર.
જવાબ એવો દીધો કે કયકાઊસ યાર,
ન મયદાંને ધરશે કદમ બીજીવાર.
કે તુંબી જો આવશે હ્યાં બર્બરેસ્તાંન,
ને લશ્કર થશે પરાગંદે નિદાંન.

[1] ગરદન.

તો કયેદખાનું ને બેડી તૈયાર છે,
અગર તારો એવોજ જો વિચાર!
હું બી આવશ લડવા તુંથી લઈ સેપાહ,
મીસાલે હમારી રસમો ને રાહ.
નાંમોશીથી ફાસીદને કાઢયો અહાગ,
કીના અને ગુસ્સાની ભડકી જો આગ.
સેપાહ કીધી એકઠી તુરત બેગુમાંન,
થયો રોઝ રોશન, સીયાહ શબ સમાંન.
હતી. નેઝાવાળી સેપાહ ગુર્ઝદાર,
દીલેરો, સરઅફ્રાઝો, ખંજરગુઝાર.

## રૂસતમનું લશકર લઈ જવું અને તેણે હાંમાવરાંન, મીસર, અને બર્બરનાં પાદશાહો સાથ લડાઈ કરવી.

એંણી ગમ સરઅફ્રાઝ ફાસીદ ખાસ,
આવ્યો જ્યારે નાંમી તે સરદાર પાસ. ૭૩૩
ત્યારે બદ નસલની તે વાતો ને કામ,
નો રૂસતમને પોંહચાડયો સરવે પેગામ.
જવાબ એવો સમજી દીલેર પીલતન,
થયું ફઓજી બાહદુરોનું અંજુમન.
તો પુર કીનાં ગુસ્સામાં લીધા સોગંદ,
દયાના કીનાં, દાદ, દીનનાં, બુલંદ.

કે હું તે બુરા સગ, અને સીયાહ જાંન,–
થી છીનવશ તમામ મુલ્કે હામાંવરાંન.
હું કચડીશ તેને લાવી જંગની અંદર,
ગોયા મુર્ગે મારેલો સીકની ઉપર.
કહ્યું કે સવાર થાય લશ્કર નિદાંન,
કીના માટે આં જંગે હાંમાવરાંન.
દર્યા વાટે જંગ માટે આવ્યો ઝરૂર,
કારણ હતો રસ્તો જો ખુશ્કીનો દુર,
ઝબર ફ્રૌજ કીશ્તી ને મછવામાં ખાસ,
આવી પૂગી હાંમાવરાંની તે પાસ.
તારાજી ને ખુંરેઝી કીધી મુંદામ,
કીધી દુર દીલથી દયાને તમામ.
એ થઈ શાહે હાંમાવરાંને ખબર,
કે રૂસતમે ઝીન મુંકયું છે રખશ પર. ૭૩૪
સુની કીધો ગુસ્સો થયો જંગ પુકાર,
બની ગેતી ખુંન લુંટમા જોશદાર.
આવવું પડયું જંગમાં લાચારીએ સખ્ત,
હતો નાં તેને કાંઇબી ઢીલનો વખ્ત.
પડયો શેહેરથી બાહાર લઈ જો સેપાહ,
આવ્યો ત્યારથી તેનો દહાડો સીયાહ.
સેપાહ ડાબી જંમણી સમારી ઝબર,
અને તેડયો જંગમા કોઈ નાંમેવર.
કહયું જંગી પીલતને આઉ લડવા હું,
લડઇગાહમાં હુંજ ઉભો રહેનારો છું.

પછી પેહર્યું બખ્તર તે જંગનુ ઝબર,
સવાર થયો રખ્શે દેલાવર ઊપર.

કહ્યું દીલેરોને તે જંગીએ ચાર,
કે અય પેહલવાંનોનાં કુલ નાંમદાર.

જંગ કરજો જંગમા નેઝાથી મુંદામ,
અને છુંદી નાંખજો તેઓને તમામ.

સવારોએ નેઝા ઉપર નાંખ્યા દસ્ત,
પોકારતા તેઓ ગોયા હાથીઓ મસ્ત.

નેઝે થયું વાંસોનું વન [1]રઝમગાહ,
નેઝાથી જણાંતાના ખુરશીદો માહ. ૭૩૫

હરોલ દોડયો રૂસતમ હવાની સમાન,
હતો નાં તેને ખઓફે હાંમાવરાન.

ઉઠાવ્યો ગુરઝ ખાંધે ભારી અપાર,
આવ્યો જોશમા રખ્શ ડપટાવી ચાર.

જોઈ ફોજે છાતી ને ગરદન ઝબર,
કે હાથનો ગોરઝ તેના જોયો અગર.

ને ઝાબુલી ટોળો કુલ નાંમી નિદાન,
જે નેઝાથી દીસતા હતા કોહ સમાંન.

તો દીલ ગોયા તેઓનાં ટુટાં મુંદામ,
કે દહેશતથી નાઠું તે લશ્કર તમામ.

આવ્યું નાંહસી હામાવરાં સર બ સર,
તે તેંહમતનની સાંમેથી ભારે લશ્કર.

સલ્લાકારો સંગ બેકો સરદાર તે,
ને લશ્કરથી તેડયા જવાં મર્દ બે.

૧ લડાઈનું મેદાન.

કે તેજ વખ્ત મોકલે તેને બેગુમાન,
મીસર, અને બર્બરમાં વાની સમાન.
એકક નામું હાથોમાં દીધું તે પાસ,
લખ્યું દર્દે દીલ લોહીનાં પાણીનું ખાસ.
નથી દુર પાદશાહી એકકથી એ,
બદી નેકી જંગ મોજમાં સાથે છે. ૭૩૬
જોડઈ જાવ આં વખ્ત જો સંગમાં,
તો રૂસતમથી ડરતો નથી જંગમાં.
તમો ત્યાંથી ને હમો હયાંથી મુદામ,
ઊતર્યે નર અઝ્દાહની જંગમા તમામ.
ન તો રંજ છે એથી સૌ પર ઝબર,
બદીનો છે હાથ લાંબો સૌની ઉપર.
તે નામું જો પોંહચ્યું તેઓ પાસ ગર,
કે ફોજ લાવ્યો રૂસતમ તે જંગલ અંદર.
ઉઠયા દીલથી ઘભરાઇને તેઓ તમામ,
સંણુગારી સેપાહ બેહુ મુલ્કી મુદામ.
કીધાં મોંઢાં સૌ કોઇએ હાંમાવરાંન,
ઝમીન હયાંથી ત્યાં તક બની કોહ સમાંન.
ખેંચી સફ સેપાહે હયાંથી ત્યાં યકીન,
ન પગ મુંકવા કીડીને બી રહી ઝમીન.
જોયું એવું રૂસતમે તો શાહ ની પાસ,
છુપી રાહે મોકલાવ્યો જંગી એક ખાસ.
કે ત્રણ મુલ્કનાં શાહો જંગી મુદામ,
મુંજ એખલાથી લડવાને આવ્યાચ તમામ.

જવશ જંગમા લડવા તેઓથી ગર,
સરો પગની રેહેશે ના તેમણે ખબર. ૭૩૭
ન થાય એમ પુગે તુને જંગથી ઝરર,
કે બદ નરનાં કામો બુરાં છે ઝબર.
જો તું શાહનાં તનને પુગી હાંણી સખ્ત,
તો કામ આવશે નહીં મને બર્બરનું તખ્ત.
કેહવાડયો જવાબ એ ન ડર બેગુમાંન,
નથી મારે માંટે બનેલી આ જહાંન.
હંમેશથી થતું આવ્યું છે એમ મગર,
ઝહર અંમૃત સાથે, ઝુલમ સાથે મહર.
દીગર તે બચાવનારો છે ઝુલજલાલ,
બુઝર્ગી, માયા તેની, છે મુંજ દીવાલ.
તું ડપટાવજે રખ્શ ખુરેહમંદ બેગુમાંન,
દીપાવ ભાલાની નોંકે તું તેનાં કાંન.
નાં એકબી જીવાડતો આં ગેતી દરમ્યાંન,
શું છુપ્યો યા ઝાહેર કોઈ હોયે બેગુમાંન.
બુલંદ આંસમાંથી મને આં અગર,
બુરાઓથી પોંહચે જો [1]ઝખ્મે ઝરર.
તો ઈરાં ઝમીનનો થજે નિગેહદાર,
હુશ્યાર રેહેજે દાદો સખાવતમાં યાર.
ફર્યો પાછો કાસદ એ સમજીને ખાસ,
અને આવી પુગ્યો સરઅફ્રાઝ પાસ. ૭૩૮
દીલેર નરથી સાંભલ્યા શબ્દો જે ખાસ,
કહયા તેણે સરવે તે સરદાર પાસ.

૧ નુકસાનીનાં ઝખ્મો—યાને હાંણી.

સમજ્યા તેહેમતને તેનાં હરફ,
કીધો ત્યાર સાંમાન ગયો જંગ તરફ.
ને ડપટાવ્યો તેજી રખશને તેવાર,
બોલાવ્યો હુમનબર્દ જંગનો કરનાર.
ઊભો આવી જંગમા સીધો સર બ સર,
કીધી તેંણે દુશમનો ઊપર નઝર.
તલબ કીધો પહલવાં દેલાવરને એક,
તે પેહેલવાનોમાંથી થોઠા યા અનેક.
નાં કોઇ આવ્યો સાંમો તે જંગમાં ઝીનહાર,
જો કે ત્યાં દેલાવર ઊભો ઝાજી વાર.
અસ્ત થવા આવતાં સુધી આફતાબ,
ને રાત આવવા માંડી અંધારી શીતાબ.
પીલો થવા આવ્યો સુરજ બેદીરંગ,
ને [1]બેહરાંમ તુલુ થયો સીંગાર સંગ.
તારા ગોયા કુલોને [2]અબર ચેરાગ,
ગો [3]પવીંન પતંગ્યું ને ચંદર ચેરાગ.
તો પીલતને રૂસતમ દીલેર નામદાર
જગા તર્ફ ફર્યો પોતાની તેવાર. ૭૩૯
તમામ રાત આરાંમગાહામાં રહયો,
બીજે રોઝ નુરમંદ ખુરશીદ થયો.
તો આવ્યો પહલવાંન પીલતન બહાર,
ને સફ ખેંચી જંગી સેપાહની અપાર.

૧ સીતારાનું નામ. ૨ વાદળ. ૩ સીતારાનું નામ.

## રૂસતમની હાંમાવરાંનના પાદશાહ સાથની બીજી લડાઇ અને તેનું ફતેહ પાંમવું અને પાદશાહ કાઊસનું બંદથી છુટવું.

---

બીજે દહાડે કીધી સેપાહને તૈયાર,
કે બેહુ બાજુથી ઉડયા જુંડા તેવાર.
હતા જીવતા સો [1]“પીલે હાંમાવરાંન,”
સેપાહ એક હતી માઈલ બે બેગુમાંન.
જણાંતી લોખંડી આં ગેતી ઝબર,
ગો પોલાદનાં પાહાડોએ પેહેર્યાં બખ્તર.
દીલેરોની પીઠે જુંડા જલેહદાર,
લાલ, પીલા, આંસ્માની ફર્તા અપાર.
કોહ ફાટતા દીલેરોનાં શોરે અતી,
ઝમીન ઝેર ઘોડાની નાંલે થતી.
શેરે નરનાં ફાટતાં ચુંગાલો જીગર,
દેલાવર [2]ઓકાબ નાંખી દેતુંતું [3]પર.
ગો વાદળ હવામા પીગળતાં તમામ,
શું થઈ શકે એવાંની સાંમે મુંદામ?
સેપાહ ડાબી જંમણી તે ગોઠવી ઝરૂર,
દીલેરો થયા કીનાં જંગના આતુર.
હતો જંમણી બાજુ ગોસઝે તૈયાર,
જ્યાં ખેંચ્યો તો સામાંન ફઓજી અપાર.

૧ હાંમાવરાંનનાં હાથી. ૨ પરંદાંનું નામ. ૩ પાંખ.

અને ડાબે નાંમનો ઉઠાવનારો શેર,
જવારે હતો ગોયા અઝ્દાહ દીલેર.
હતો કલ્બગાહ ૧"પીસ્રે દસ્તાંને સાંમ,"
કમંદ પેચીદા નાંખી જીન પર મુદામ.
જોતો દુરથી શાહે હાંમાવરાંન,
કે જોશ કરતો આવે છે રૂસ્તમ નિદાંન.
તો લાચારે લડવાનો કીધો વિચાર,
અવલ નાં હતો ખ્યાલ જંગનો લગાર.
ડાબી જંમણી લશ્કર ગોઠવ્યું મુદામ,
દીલેરોનાં સર ફર્યાં શોરે તમામ.
ઉભો કલ્બગાહ શાહે હાંમાવરાંન,
હતી આજુબાઝુ સેપાહ બેગુમાંન.
વઝન ભારીથી ગેતી ધ્રુજતી મુદામ,
હતા હયાંથી ત્યાં કોહ પોલાદી તમામ.
બની ગર્દે લશ્કરથી અંધારી જહાંન,
થયો નુરી ખુરશીદ ગોયા બંદીવાંન.
સેપાહ ખેંચી સરદારે જો જંગગાહ,
જોયા શાહ ત્રંણ, મુલ્ક ત્રંણની સેપાહ. ૭૪૧
કહયું નામેવર ફઓજને તેજ વાર,
કે રાખજો આજે ખુલ્લાં પાંપણો યાર.
ઘોડાઓની ગર્દનના બાલ, ને લગામ,
બે આંખે જોજો નોંકે નેંઝા તમામ.
છે યાર આપણો તે પાક યઝદાં અગર,
તો ખાક અંદર લાવીશ હું દુશમનનાં સર.

૧ સામનાં દસ્તાંનનો બેટો.

હોકમ કીધો રૂસતમે પુંકવા કર્નાય,
કે હયાંથી સીપાહ હવે આંગળ આં જાય.
પછી કીનો લેવાને મંડી ગયા,
ધસી આંગળ મશગુલ જંગમા થયા.
ગોરઝ તેગ, તીરનાં ચકાચક પુકાર,
તળાવ, ખુંને જંગીઓથી, વંન અપાર.
ટુંકા નેઝા ને ચંમકે શમશીરો કુલ,
હવામાં દીસે ગોયા લાલાનાં ફુલ.
મેદાંન લોહીએ જંમણાં નદીની સમાંન,
ન, કે જંગી રૂસતમની જંગનું મયદાંન.
મુવાં માણસો તેઓમાં, બેશુમાર,
ગો વાદળ ચઢયું માંથે આંફતનું યાર.
તે કમ અકલ સરદારનાં કામે અગર,
બદી પોંહુચી જંગમા તે લશ્કર ઉપર. ૭૪૨
મુર્દાઓથી ખીણો ને વંન કોહ સમાંન,
ટોળેટોળાં નાંહાસી છુપાં બેશુમાંન.
દડી માફક મયદાંને સર પડયાં જઈ,
દીલેરોનાં ખુંને, નદી વેહેતી થઈ.
હરેક ગમ કપાયલાં કોલાહદાર સર,
હતાં ગારો જંગલમાં પડયાં બખ્તર.
કીધો રખ્શ પોતાનો રૂસતમે તેઝ,
રહયો બેગુન્હાંઓનાં ખુંનથી પહરેઝ.
પુઠે દોડયો [1]શામનાં તે શાહાની બુલંદ,
નાંખી તેની ગરદને વાંકી કમંદ.

૧ શાંમદેશનાં.

લીધી ફાંદામાં પેહેલવાંને કમર,
કમંદથી કમર ગોયા કચડી ઝબર.
ઉઠાવ્યો દડી જેવો ઝીન પરથી એ'મ,
દડી ગો ઉછાળી હોય ચોગાંને તેમ.
ફેંકી, તેનાં બેહુ હાથો બાંધ્યા નિદાંન,
ધર્યા સાહાઠ નાંમી બીજા બેચુમાંન.
ચઢી ખુંનની રેલ જંગલો કોહો પર,
મુવાં એટલાં તે બંધે ટોળાં અંદર.
શાહે બર્બરેસ્તાં, ગોરાઝેને હાથ,
થયો કુએદ ચાળીસ સરઅફ્રાઝો સાથ. ૭૪૩
ઝવારેબી મસ્તાંના સિંહુ જેવો ખાસ,
ગયો દોડી મીસરનાં પાદશાહુની પાસ.
લડયો પાદશાહાથી તે જંગી સવાર,
મારી ઝેહરી તલવાર સર આબદાર.
ચીર્યો તેને સરથી તે કંમર તલક,
ધુંજ્યાં બાહદુરોનાંબી દીલ તે પલક.
લડઈગાહામાં જો તે મુવો નાંમેવર,
સવાર ઝવારે જંગીનાં હાથ પર.
મીસાલ હાથી દોડયો ચારે તર્ફ મસ્ત,
માર્યા કંઈક ટોળાં, કીધાં ઝખ્મી સખ્ત.
કે ઢગ કોહુ જેવા, લાશોનાં ધર્તી પર,
કહે હર શખશ આવી કયાંમત ઝબર.
નિગાહ કીધી શાહ હાંમાવરાંને ખાસ,
તમામ હુયાંથી તે ત્યાં સુધી જોઈ લાસ.

જોયાં ટોળાં નાંમદારોનાં ઝખમતર,
જોયાં ટોળાં બંધાયલાં બંદમાં ઝબર.
જોયો જંગી પીલતનને સંગ તેગ઼ તેઝ઼,
લડઈગાહમાં કરતો અતી રસ્તાખેઝ઼.
આવ્યો દીન કયાંમતનો ધાર્યું મુંદામ,
માફી ચાહી રૂસતમ પર મોકળી પેગ઼ામ. ૭૪૪
ક઼બુલ્યું સરદારો સંગ કાઊસને ખાસ,
લાવશ હુમાંવરાંનથી રૂસતમની પાસ.
ડેરા તાજો ગોંહર ખઝાંનો બુલંદ,
ગુલામ તખ્તને સોંનેરી કમરબંદ.
ક઼બુલ કીધું બીજું, દેવાને [1]ખેરાજ,
દેવશ કાઊસને સંગ ખઝ઼ાનો ને તાજ.
પેગ઼ામ મોકળીને પછી બોલાવ્યો શાહ,
બેસાડયો તેને માંનથી તખ્તગાહ.
માગી ત્રણે મુંલ્કોના લશકરે દાદ,
એ વાતે થયાં દીલો સર્વેનાં શાદ.
વચંન દીધું હરએક સેપાહે સહી,
હવેથી અદ઼ાવત કશી રેહેશે નહી.
ક઼બુલ વાતો એ સર્વ કોઇએ કીધી,
રઝ઼ા ત્રણે મુંલ્કી સેપાહને દીધી.
દીલેર પીલતને કઓલ કીધો તે સાથ,
કે છુટા કરશ કએદીઓનાં બે હાથ.
છોડયો ક઼ીલ્લામાંથી જો કાઊસને,
કે ગેવ અને ગોદર્ઝ સંગ તુસને.

1 ચોથઈ.

ત્રંણુ મુંલ્કી ગંજ, હથ્યારો, ત્રંણુ શાહા,
ડેરા લશ્કરી, તાજો ને તખ્તગાહ. ૭૪૫
હાથી ફીરોઝા ને હાથીદાંતનાં તખ્ત,
ને વસ્ત્ર રેશમી, મોતી, તાજો, દવલત.
તથા ભારી ગુર્ઝ અને હિંદી તલવાર,
ઘોડા નાંમીચા ગોંહરો બેશુમાર.
હતી ટોપો ને પાખરોબી અપાર,
હતા હાથી જંગી હઝારો હઝાર.
મોકળ્યું સર્દારે જોયું કીમતી જે,
સર્દારે ઈરાંનાં ખઝાનામા, તે.
ખુરશીદ જેવા નુરમંદ કાઊસે ચાર,
કીધી અંમારી રૂમી કપડે તૈયાર.
તાજ યાકુતોનું ફીરૂઝાનું તખ્ત,
સીયાહ પર્દા ગોંહરોનાં સાથે સખ્ત.
મુંકી તેઝી ચાલનાં ઘોડાની ઉપર,
લગામબી હતી સોંનેરી જેને સર.
હતી લીલાં [1]ઉદની તે અંમારી ચાર,
ગોંહર હર કીસમનાં જડેલાં અપાર.
સોદાબેને બેસવા ફરમાવ્યું યકીન,
છુપાય, જેમ આફતાબ [2]"ઝેરે ઝમીન."
કીધો શાહે હાંમાવરાંનનેબી માંફ,
સખત કએદનોબી ન કીધો દર્યાફ. ૭૪૬
તો તેબી ગયો કારસાઝી કરી,
ફરીથી રહયો સરફરાઝી કરી.

૧ અગરની. ૨ ઝમીન નિચે.

ફીરૂઝાનું તખ્ત એક ગોયા આસમાંન,
ગોહર જેમા ઝળકે સીતારા સમાંન.
બસો તાકા રેશમનાં કપડાં ઝરૂર,
જેનાં તાંણાં વાંણાં ગોહર ઝરથી પુર.
કનીઝ સો પર ચાળીસ હતી [1]તૌક઼ે ઝર,
ગુલાંમો સરસ બસો ઝરરીન કમર.
ઘોડાઓ અને ઊંઠો પર બેશુમાર,
તમામ ગ઼ાલીચાઓને લાઢયાં દીનાર.
તે શાહ કાઊસ પાસે મોકલ્યું નિદાંન,
અજબ થયો [2]"શાહે સેપાહે ઇરાંન."
ફ્ઓજ લાવ્યો શેહેરમાંથી છાવણીની પાસ,
એજ રીતે જંગમાં લેવાય લાભો ખાસ.
થયો કબઝો ઇરાંનનો લેવા તૈયાર,
તેડયા મુલ્કોથી જંગી કીંનો લેનાર.
આવી બર્બરી ફ્ઓજ ભારી ઝબર,
સવાર લશ્કરી જંગીઓ સર બ સર.
સવાર થયા બર્બરથી ભેગા દરેક,
હાંમાવરાંથી, મીસ્રથી, લાખ એક. ૭૪૭
વધુ ફૌજ હતી લાખ ત્રંણથીબી યાર,
સવાર સાથે પાખર અને [3]ઝીરેહદાર.
દરેક જણે પોતાનાં અંદાઝ઼ા સર,
કીધી પોત પોતાની નેકી ઝાહર.
ઝરીન તખ્તનાં શાહો જંગી તમામ,
કમર બાંધી શાહ આગળ ચાલ્યા મુદામ.

૧ સોનેરી સાંકળની. ૨ ઇરાની લશકરનો શાહ. ૩ બખતરવાળી.

## કાઊસનું રૂમના પાદશાહ ઉપર પયગામ મોકળવું અને તેનાથી જવાબ મેળવવો.

ગયો શાહાથી કાસદ તે કયેસરની પાસ,
ન દમ માર્યો રાહમાં સવારે તે ખાસ.
ફરમાવ્યું કે નામવરે રૂમમાંથી કોઈ.
જેબી હોય દીલેરો ને જંગી તે જોઈ.
મોકળજે તેઓને તુરત મારી પાસ,
કે સુજ પડે જેથી મને કાંઈ ખાસ.
અનુભવી જોઇયે છે મુંજને તમામ,
મદદગાર હોય જેનો ઢાલ ને લગામ.
આવે તેઓ તૈયાર થઈ [1]બેદીરંગ,
નેઝા જેનાં લાગતા હોય વાદળની સંગ.
જોઇયે છે સેપાહ રૂમ ઝમીંથી સરસ,
આવે મુંલ્ક આબાદ હમો સાથે બસ.
ખબર હાંમાવરાંથી પોંહચી તે પલ,
સવારોને, [2]નેઝાવરાંને, જંગલ. ૭૪૮
શું બર્બર મીસરથી કીધું રૂસતમે?
કે શાહો સંગાત રોઝે જંગને સમે?
ને હમણાં તે આવે છે ધસ્યો ઈરાંન,
તુરાંની સેપાહ સંગ લડશે નિદાંન.

૧ વગર ઢીલે. ૨ નેઝા મારનારાઓને.

ચુંટયો તેઓએ જંગી પેહેલવાં સવાર,
દીલેર મર્દમારનારો ને નેઝ.દાર.
શાહુ લાયક નાંમું એક કીધું તૈયાર,
સુખંન જેમાં ઘટતા અને જુસ્સાદાર.
કે શાહુના હમો છીયે નોંકર તમામ,
હુકમથી તારા નથી ફરતા મુંદામ.
આવ્યું કર્ગસારાંથી લશ્કર જે વખ્ત,
લેવા તું સરઅફ્રાઝ પાદશાહનું તખ્ત.
દુઃખી દીલ તે કાંમે હમારૂ ઝબર,
થયું તાહારી સાથેજ તે યાદ કર.
અફ્રાસ્યાબે તુંજ તખ્તનો કીધો કયાસ,
ન બદ એવું કોઈ જોતું સ્વપનેબી ખાસ.
તો લઈ ગયા નેઝાએ લાંબા ઝબર,
કીધો નાંઝ આરાંમ તંગ તેઓ પર.
મુવા હમો ને તેઓમાંથી અપાર,
જોયું નેંક બદ ગેતીએ બેશુમાર. ૭૪૯
હવે હમને થઈ શાહાના કામની ખબર,
થયોચ દબદબો શાહી તાઝો ઝબર.
જેથી તેગ મારનારા નાંમી મુંદામ,
થયાચ એક જગેહ હમો ભેગા તમામ.
કે બર્બરથી પાછો તું ફરશે જેવાર,
તો ગરદને ભાલા ઉઠાવશું તેવાર.
ઝમીન હયાંથી ત્યાં કરશું ખુંને ગરકાવ,
ધર્તી કરશું દુશમનથી જેહુન દરયાવ.

દોડાવ્યો ઘોડો ક઼ાસીદે દમ બ દમ,
શેતાબ ચાલ્યો તે બર્બરેસ્તાંની ગમ.
જો નાંમું પુગુ શાહે ઈરાંની પાસ,
અને જોયું રાસ્તી લખેલું તે ખાસ.
તો આવ્યું પસંદ કામ તે સર બ સર,
તુરત લખ્યું નાંમું અફ્રાસ્યાબ પર.

## અફ્રાસ્યાબ ઊપર કાઊસનું નામું.

લખ્યું નાંમું શાહ કાઊસે એક મગર,
તુરાંની તે લશ્કરનાં સરદાર પર.
વધુ લોભ નાં કર ઈરાંન ખાલી કર,
અજબ હું બનુંચ તારી વાતે ઝબર.
પસંદ તુને તુરાંન છે જો મુદામ,
તો હાથ નાંખે છે તું બદીમાં શું કામ?
નથી તુને હાજત તો લોભી ન થા,
કે નાંખશે ભારી રંજમાં લોભ આ.
કામ તારે માંટે તો નાનુંજ છે નેક,
સંભાલ રાખ તારી પોતાનીજ દરેક.
નથી જાંણતો ઈરાં છે મારૂ મુકામ?
ને હાથ નિચે છે મારા ગેતી તમામ?
દીલેરી કરે મસ્ત ચિતો ગો ખાસ,
પણ આવતો નથી સિંહુનાં પંજાની પાસ.

ભુલ્યો દીલે આગળની જંગો તમામ?
કે આરઝુ ફરીથી તેં કીધી મુંદામ?
ને આવ્યો ચઢી, ફઉજ લઇને ફરી?
આં મોટઇનાં જુંડાને ઉડતો કરી?
તેં જોઇચ આગળ નેંકી બદીઓ તમામ,
જેથી કર અક્લને પસંદ પડતું કામ.
ન પસ્તાવો કામ આવશે તુને તે વખ્ત,
ઝમીન મુંલ્ક બર્બાદ થાશે જે વખ્ત.
કહયુંચ ચિતાને મસ્ત શેરે યકીન,
કે થાય છે સીયાહ તંગ મેંઢાંનો દીન.
તો નહીં જોતું બદ નેંક પોતાનું ખાસ,
મગર દોડી આવે છે આંપણની પાસ. ૭૫૧
તેંમજ તુંને સમજું છું હું સર બ સર,
હું ધારૂંચ કે અક્લ નથી તારે સર.
માટે કામ કરજે વિચારી શીતાબ,
ને એ વિષે દાંનઇથી દેજે જવાબ.
ગર આવીશ હું જંગ માંટે લઇને સીપાહ,
થશે તારી આંખોએ ગેતી સીયાહ.
ગોરઝ, તેગ, મર્દાંને મર્દ, ખાસથી,
લાવશ ખાકમાં સરને આકાસથી.
ભારી ગુર્ઝ સામે ને તેઝી તલવાર,
ન લડશે કે નાંસી ન શકશે ઝીનહાર.
તું યાદ રાખ આવીશ સેપાહ સાથે ગર,
તો પગ તળે કચડશ હું તાજ અને સર.

તુને કે તારા દીલેરે અંજુમનઃ—,
ને ગણુતો નથી રૂસતમે ફીઈલતન.
તુરાં ઝમીનનો તું થયોચ શાહ મુંદામ!
તો શાહાથી, દીલેરોનાં શેહેરથી શું કામ?
લખઈ રહયું નામું તે સરવે જેવાર,
તો ફાસદ ચુંટી કાઢયો નાંમી તે વાર.
મોકળ્યો તેને પાસે અફ્રાસેયાબ,
તુરત ગોયા પાણી પર કીસ્તી શીતાબ. ૭૫૨
આવ્યો પાસ તુરાંની લશ્કરની ખાસ,
તો લઈ ગયા તેને તેઓ શાહની પાસ.
અફ્રાસ્યાબે નામું તે વાંચ્યું અગર,
તો દીલ થયું તેઝ ને કીનાં ભર્યું સર.
જવાબ તેંણે મોકલ્યો કે વાત આય,
ન શોભે, બદ ખસ્લતી માણુસ સીવાય.
ધરાયલો હોતે તું ઈરાંથી સહી,
તો લોભ કરતે હાંમાવરાંનો નહી.
તું જાંણેચ? કરૂચ ખ્યાલ જંગનો અગર?
દર્યામાં જળેચ મારી તેગે મગર?
કે હમણાં હું જંગ માટે આઊંચ મુંદામ,
આં નુરમંદ જુંડો ફડકાવી તમામ.
છે હયાંથી કે ત્યાં સુધી લશ્કર તૈયાર,
ગોરઝ, તેગ, તીરો, ને ભાલાનું, યાર.
ન જંગને દીવસ તાબ લાવતાં અગર,
શું જંગલના શેરો કે દર્યાઈ મગર.

છું નાંમી, સરદારોનો શેરેદીલ હું,
હું મર્દીથીજ આલમમાં પ્રખ્યાત છું.
તું થોભજે કીંનાનાં મેદાંને મુંદામ,
કે જેથી તું જોઈ શકે મર્દોનાં કામ. ૭૫૩
અદબ એવી શીખવસ ઓ બુરી બુન્યાદ,
કે ઈરાંનને કરશે ફરીથી ન યાદ.
કહયું કે છે બે રીતે મારૂં ઈરાંન,
ઘટેચ વાત સાંભળવી રાસ્તી નિદાંન.
છે તુર ફરીદુનનો; મારો નેઆંગાંન,
મળ્યુંચ જેથી વારસામાં મુંજને ઈરાંન.
બીજું મારી બાજુ આં [1]શમશીરઝન,
થી ખાલી કીધુંચ અર્બોથી અંજુમન.
ગર્દન કોહની કાપુંચ હું તેગે શીતાબ,
નાંખુંચ સીયાહ વાદળથી નિચે ઓકાબ.
પાછો ફર્યો કાસીદ પવનની મીસાલ,
કહયું કાઉસને જે સમજ્યો હેવાલ.

## કાઊસનું બર્બરથી પાછું ફરવું અને અફ્રાસિયાબ સાથ લડાઈ કરવી અને તેનું ફતેહ પામવું.

સુંની વાતો કાઊસે તેની જેવાર,
તો જંગ માટે લશ્કરને કીધું તૈયાર.

[1] તલવારની મારનારી.

તે બર્બરથી આવ્યો અરબોની પાસ,
સેપાહ એક લઈ મોટી રૂમીની ખાસ.
લડાયક અને મર્દો પહલવાં તમામ,
સેપાહ લાખ બેની તે લાવ્યો મુદામ.
નગારાંનો શોર ગર્દ જંગે દીલેર,—
થી વાદળ સીયાહ ને ઝમીન આવી ઝેર ૭૫૪
અફ્રાસ્યાબ તૈયાર જંગ માટે કુલ,
આબથી વાદળ સુધી ઉડારી ધુલ.
કીધી એટલી ભેગી તુરાંની સેપાહ,
થયો રોઝ રોશન, ગોયા શબ સીયાહ.
સવાર નાં રહયો એવો તુરાં દરમ્યાંન,
અફ્રાસ્યાબે તેડયો ન હોય જો ઈરાંન.
ભરઈ ડંકા કર્નાયનાં શોરે જહાંન,
ઝમીન થઈ પોલાદી, સીયાહ આંસમાંન.
ઊતર્યા બે બાજુથી જંગમાં સવઈ,
દીલેરોનાં ખુંનથી નદી ચાલુ થઇ.
કુહાડાનાં ઘાવો ને શોરે કમાંન,-
થી લોહીનાં મોજા ઉઠયા જંગને મેદાંન.
કીધો તહમતનેં કલ્બગાહથી પુકાર,
એક હમલામાં સફ તોડી લશ્કની ચાર.
કે દર હુમ્લે જીવલેંન નેઝાથી ગર,
તંગ ગેતી કરતો તે નાંમીઓ પર.
માર્યા ઘોડા ને માણસો બેશુમાર,
પડી ગયો તુર્કી સેપાહમાં પુકાર.

કે અફ્રાસેયાબનાં દીલેરોનું બખ્ત,
ગોયા સુઇ ગયું જંગ મયદાંને સખ્ત. ૭૫૫
એવું કામ સરદારે જોયું જો આંય,
ઉછળ્યો ગો બીન આગ દારૂ ઉભાય.
પુકાર્યો કે અય મારા સરવે દીલેર,
બુઝર્ગોના માણીતા ને મારા શેર.
તમોને મેં આંય વક્ષ માટેજ મગર,
ઉછર્યા છે મેં મારા ખોળા અંદર.
કે દુશમનો સંગ તેગ઼બાઝ઼ી કરો,
અને જંગ મયદાંને તેઝ઼ી ધરો.
મળી સર્વે સાથે અને જંગ કરો,
તથા ગેતી કાઉસ ઉપર તંગ કરો.
મારો નેઝ઼ા ખંજરથી જંગી તમામ,
સરે દુશ્મનો કાપો તનથી મુંદામ.
બુરી નસ્લ—સગજી પેલો શેરેદીલ,
જેની તેગ઼ે ફ઼ર્તું ફ઼લક છે [1]ખઝ઼ીલ.
દીલેરી કરી ક઼એદ તેને કરો,
ને સર તેનું ફ઼ંદે કમંદમા ધરો.
જે કોઈ જંગ મયદાને યક઼ીનથી,
નાંખે ખાકમાં ચિત્તાના ઝ઼ીનથી.
તેને આપું બેટી ને શાહી તમામ,
આપુ તેને સીપેહસાલારનું હું નામ. ૭૫૬
તમામ શેહેર ઈરાં હું તેને અપાઉ,
ને ફરતાં આંકાશથીબી ઉંચે ચઢાઉ.

૧ શર્મીંદું.

તુર્કીઓએ સમજી એ વાતો મુંદામ,
ત્યારે કીધાં જંગ તરફ મોઢાં તમામ.
આવી જોશમાં જંગ આંતશ અપાર,
ઉઠયા શોલે નેઝા ને [1]ખંજર શરાર.
ચઢી ગર્દ ગઈ ઊંચે ધુંવા મીસાલ,
પીખાયા જે [2]આસેબથી માહતાબનાં ગાલ.
ઇરાંની સરદારો દીલેરો તમામ,
ગોરઝ ભારી લઈ હાથ અંદર મુંદામ.
માર્યાં એટલાં તુરાંની ટોળાં તમામ,
ગો કોહ, દર્યો, જંગલ, ન પયેદા મુંદામ.
મુવા તુરાંનીમાં બે હિસ્સા જેવાર,
થયો લોહીએ કાદવ ઝમીન પર અપાર.
કરવા લાગું તુર્કીઓનું બખ્ત ખાબ,
ગયો નાંસી રૂસતમથી અફ્રાસેયાબ.
ગુર્યાંની સેપાહ સાથે નાંઠો ઝબર
નફો જોતાં નુકસાંન આવ્યું તે સર.
ઝમાનો ફરેલો દીઠો બેગુમાંન,
તો ગુરાંથી નાંઠો તે શેહેરે તુરાંન. ૭૫૭
ઢુઢુ દીલ સેપાહ મુંઇ બેહીસ્સા અગર,
જો મધ જોયું જગમાં તો મલ્યું ઝહર.



[1] ખંજરની ચીંનગારીઓ [2] રંજથી

## કાઉસનું પારસમાં આવવું અને તેની ધુંમરાહીની શુરૂઆત.

આવ્યો કયકાઉસ પાછો પારસ મુંદામ,
નવી ખુશી ગેતીમાં ઊપજી તમામ.
સંગાર્યું ફરી તખ્ત ઇન્સાફો સાથ,
ખુશી ખાંણી પીણી કીધી છુટે હાથ.
મોકળ્યો એકક હર તરફ પહેલવાંન,
અકલમંદ હોશ્યાર રઓશનરવાંન.
કે મર્વ નિશાપૂર બલખ ને હેરાત,
રવાંના કીધા આપી ફોજો સંગાત.
ને થઇ ગેતી ઈન્સાફથી પુર શીતાબ,
વરૂને ન રહી બકરૂં જોવાની તાબ.
તેઝથી ને ગંજ દબદબાથી તમામ,
પરી દેવો ઈન્સાંનો બન્યાં ગુલામ.
થયાં સર્વે તે કાઉસનાં તાબેદાર.
કુલ શાહો થયા તેનાં સેપાહ અપાર.
દીધી જહાંપેહેલવાની રૂસતમની પાસ,
ભલાઇ લાગો તેથીજ સમજવાને ખાસ.
ફારેગ થયો શત્રુથી, તાજ, તખ્તથી,
તો ઢળ્યો એદાદ તર્ફે બદ બખ્તથી. ૭૫૮
કીધું [1]ખુદપસંદ શાહે શું? જો નિદાંન,
પુર હીંમત હશે શાહ થોડા તે સમાંન.

[1] પોતાનીજ મરજી પ્રમાંણે ચાલનાર.

કરાવી જગા અલ્બોરજ કોહમા એક,
જે મેહેનતથી દેવોબી થાકા દરેક.
કહયું પત્થરી તે જગાને દરમ્યાંન,
બનાવો બે, દસદસ કમંદનાં મકાંન.
તબેલા કીધા તેની અંદર વરી,
પોલાદી ખીલાઓ ને સ્થંભ પત્થરી.
બાંધ્યા તેમાં ઘોડા લડાયક મુંદામ,
ને અંમારી ખેંચનારાં ખચ્ચર તમામ.
બનાવ્યાં બીલોરી બીજાં બે મકાંન,
ને જડયાં પોખરાજો જગેજગ નિદાંન.
જગા મોજ શોખની બનાવી તદન,
કે થાય પુષ્ટ ખાધા પીધાથી બદંન.
ગુંબજ કીધો ગોમેદી ધાતુનો ત્યાં,
જગા કીધી નાંમી મુંબેદોની જ્યાં.
જગા કીધી તૈયાર એ માટે આય,
કે વિદ્યા તે જગ્યાથી કંમતી ન થાય.
ને જંગનાં હથ્યારો માટે બે મકાંન,
કરવા નક્કર ચાંદીનાં દીધું ફરમાંન. ૭૫૯
કીધો મેહેલ બેઠકનો ઝરરીન તમાંમ,
ઊંચાઈ જેની એકસો અને વીસ વાંમ.
ચિતાર ફીરોઝાનો તે ઊપર મુંદામ,
ને અયેવાંને યાકુતો જડયાં તમામ.
કીધી વચ્ચે બેઠક એવી તો સરસ,
જ્યાં રાત નાંની યા કે ન મોટો દીવસ.

ઉનાંળોબી નહીં નાં, શીયાળો થતો,
હવા કસ્તુરી મેઘ દારૂજ હતો.
વસંત રૂત રહેતી હતી પુરૂ સાલ,
ગુલાબ હતા માંશુકોના ગોયા ગાલ.
ગ઼મો રંજ દરદોથી દીલ દુર હતું,
બદીથી તને દેવ [1]રંનજુર હતું.
ઝમાનો નિરાંતે ઉંઘાતો મુંદામ,
તેની દાદ ખુબીને ખાતર તમામ.
દેવોજં હતા રંજથી ગીરફ્તાર યાર,
મેંહુનત કરવાથી જેવોં કરતા પુકાર.

## ઇબ્લીસનું કાઊસને ગુમરાહ કરવું, અને ફરેબ દેવો, તથા તેનું આંસમાન ઉપર ચઢવું, અને આંમુલની ઝમીન ઉપર પડવું.

થયું એંમ કે બાંમદાદે ઇબ્લીસે યાર,
ભરી શાહાથી છુપી સભા એક અપાર.
કહયું તેંણે દેવોને કે આજ કાલ,
છે પાદશાહુથી આપણને સખ્તી [2]ઝવાલ. ૭૯૦
ચાલાક દેવ એક જોઇએ છે એકકેદમ,
જે જાંણે બેસવા ઉઠવાની રાહુ રસમ.

1 દીલગીર. 2 રંજ.

તે જઈ કરે કાઊસનાં જીવને સીયાહ,
અને કરે દેવોનાં રંજને કોતાહ.
ફેરવે પાક યઝદાંનથી તેનું સર,
ને ધૂળ છાંટે તેના નુરી ખોરેહ પર.
એ સમજીને પટપટયા દેવો શીતાબ,
નાં કાઊસની દહેશતથી દીધો જવાબ.
ઊભો એક થયો દેવ બુરો તમામ,
ને બોલ્યો કે મારૂ છે ઉમદા આં કામ.
હું ફેરવશ તેનું દીને યઝદાંથી સર,
નાં કોઈ કરી શકશે એ મારા વગર.
ગુલામી લીધું રૂપ પોતે તદન,
સભ્યતાથી બોલનારો જઈ અંજુમન.
તે થોભ્યો, જયાંવેર નાંમેવર શેહેરયાર,
નીકળ્યો શીકારે જો પહેલવથી બાહાર.
ઝમીનને ચુંમી તેણે જઈ તેની પાસ.
દીધો તોરો કાઊસને કુલનો એક ખાસ.
ને બોલ્યો કે આં તારો દબદબો નુર?
જગા તારી આંસ્માને જોઇયે ઝરૂર! ૭૬૧
છે મરઝી મુંજબ તાએ ગેતી મુંદામ,
તું ગ્વાલ અને સરદારો ટોળું તમામ.
પરી, માણુસો, દેવો, છે પગની પાસ,
ધણી જગનો તું જેવો જંમશીદ ખાસ.
છે કામ બાકી એક હવે ગેતી દરમ્યાંન,
છુપી રેહેશે નહીં તારી હરગેઝ નિશાંન.

શું કામ ભેદ રાખેચ તુંથી આફતાબ?
કે ઊગવા ને આથમવાનો આં શીતાબ?
આં માંહતાબ કોણ? કોણ રાત દીંન એ?
આં ફરતાં ફલકનો ધણી કોણ છે?
એ ભેદ જાંણી શકશે ઝરૂરજ તમામ,
જો યુક્તિથી ઉંચે તું ચઢશે મુંદામ.
ઝમીન ઝેર, ને ખર મુંરાદ આવી છે,
તો કુબ્જામા તું હવે આસ્માંન લે.
તે દેવથી આં શાહ દીલે ગુમરાહ થયો,
અને ખ્યાલ તેનો કોંતાહ થઇ ગયો.
એમજ માંણી, લીધું કે ફરતું આંસ્માંન,
આં ગેતીમા મુંજ પર થયું મહરબાંન.
નથી સીડી આંસ્માને, જાંણ્યું એ નહી,
સેતારા અનેક પણ ખુદા એક સહી. ૭૬૨
કે છે જેનાં હોકમને તાબે તમામ,
ભલાં કંઈ, ભુંડાં કંઈ, ભટકતાં મુંદામ.
પણ રબને નથી કોઈની હાજત યકીન,
તારેજ માટે જોઇયે છે આંસ્માં ઝમીન.
વિચાર કરવા શાહ લાગો મનની અંદર,
હવામા જવાય કેંમ પાંખો વગર.
તો પુછવાને લાગો દાંનાવોને શાહ,
શોધી પછી નાંલાયક ઊંધી એક રાહ.
ફરમાવ્યું જેથી સુવાને વખ્ત ખાસ.
ગયાં લોકો ઓકાબના માળાની પાસ.

• ને લાવ્યાં તેનાં બચ્ચાંઓ બેશુમાર,
હરેક ઘરમા બએને રાખ્યાં તેવાર.
ઉછેર્યાં કંઈ મહીનાને સાલો મુદામ,
મુરગ હલવાંનોનાં કબાબ પર તમામ.
થયાં સિંહ જેવાં તે ઝોરાવર મુદામ,
એવાં કે ઉંચકી જાય બકરાં તમામ.
[1]"કુંમારીના ઉદનુ" કીધું તખ્ત એક,
જડયા સોંનામા તેના તખ્તા દરેક. ૭૬૩
બાંધ્યા લાંબા નેઝ. તેને ખુંને ચાર,
કીધું કામ એ રીતે સરવે તૈયાર.
નેઝે ટાંગ લટકાવી હલવાંનની,
દીલે વાત હતી એ ના એ ધ્યાંનની.
મંગાવ્યાં દીલેર ઓકાબો બાદ ચાર,
બાંધ્યાં તખ્તથી તેને ખુબ ઉસ્તવાર.
બેઠો કયકાઉસ તખ્ત પર તે મુદાંમ,
પોતા સાથે રાખીને દારૂની જાંમ.
ભુખ્યાં થયાં તેઝ ઉડનારાં તે ઓકાબ,
તો ગોશ્ત તર્ફ જુકયાં તેઓ સઉ શીતાબ.
ઝમીનની સપાટીથી ઉંચકીને તખ્ત,
ઝમીનથી ઉડયાં આંસમાંને તે વખ્ત.
હતી શકિત તેટલી લગાડી તેવાર,
ટુટી પડવા ગોશ્ત ઉપર કીધો વિચાર.
સમજયુંચ કે કાંઉસ [2]ફલક પર જવા,
ગયો તો [3]મલકથીબી આગળ થવા.

૧ કન્યાં કુમારી નાંમનાં ટાપુનાં અગરનું. ૨ આંસ્માંન. ૩ ફરીસ્તાથીબી

બીજુંએ ગયો તે હતો આંસમાંન,—
થી કરવાને જંગ ભીડી તીરો કમાંન.
જુદી જુદી વાતોબી એ વિષે થાય,
ખબર નહીં, તે સર્વેનો જાણુનાર સીવાય. ૭૪૯
ઉડયાં બેહુ, મગર થાકી થોભ્યાં મુંદામ,
કે એજ હાલ છે લોભીઓનો તમામ.
ન ઝોર રહયું ઉડનારાં પક્ષીમાં ગર,
તો નાખ્યાં પસીનાથી ગરગરતાં પર.
ઊંધાં પડયાં તે વાદળેથી સીયાહ,
પવનથી ઉડી નેઝાઓ, તખ્ત, શાહ.
ઊતર્યાં તે જંગલે, ચીંનને શહર,
કે આંમુલ ઝમીનની સપાટી ઉપર.
થયો નાશ નહીં ઓચંબાએ.થી પુર,
કારણ ભેદ હતો એમાંબી કંઈ ઝરૂર.
તે એ કે શ્યાવક્ષ જન્મ લેનાર હતો,
તેટલાં માટે થોડો તે જીવનાર હતો.
અગર શાહા કાઊસ થતે જો તબાહ,
તો જહાંદાર કયખુસ્રો બનતે ન શાહ.
પડયો એવી દહેશતની જગ્યે જેવાર,
તો દીલ ટુટું ગમથી. ને બન્યો લાચાર.
બુઝર્ગીથી તખ્ત ઉપર બેસવા બદલ,
પશેમાંની રંજમાં પડયો પલેપલ.
પડયો જંગલે તે બની દુઃખી ખ્વાર,
કરવા લાગો રબની એબાદત અપાર.

ચાહુવા લાગો માંફી ગુન્હાંની મુંદામ,
સેપાહ તેને શોધવાને લાગી તમામ.

## રૂસતમ અને ઈરાંનના સરદારોનું કાઊસની નઝદીક જવું અને તેને ઈરાંનનાં તખ્ત ઊપર પાછું લાવવું.

ખબર ગેવ, તુસ, અને રૂસતમને, થઈ,
ગયા ડંકાઓ ને સેપાહ ભારી લઈ.
બોલ્યો ગ્રઈફ ગુદર્ઝ રૂસતમની પાસ,
કે દુધ પાયુંચ માંદરે ત્યારથીજ ખાસ.
જો તો આવ્યો છું ગેતીમાં તાજો તખ્ત,
ને શાહો, બુઝર્ગો તથા નેંક બખ્ત.
મગર જગમાં આપખુદી કાઊસ સમાંન,
નથી જોયો નાના કે મોટાં દરમ્યાંન.
બેહોશ, બેઅકલ, છે દીવાના સમાંન,
ભરાય છે પવંન તેમ કરે છે નિદાંન.
નથી ધર્મ, ડાહપણ, કે બુદ્ધી, અગર,
નથી હોશ, દીલબી, ઠેકાણું ઊપર.
વિચાર કર્યો આસમાંન જીતવા નહી,
નથી તેનો એકબી પણ ઉંમદા વિચાર.
નથી તેને સર ગોયા ભેજું લગાર,
નાંમીઓએ પુર્વે ઝમાનાના સહી,

કોણુ ચાહે આંસ્માંનનો ભેદ અગર?
તેજ, દેવે કીધો સીયાહ જેનો ચહર. ૭૬૬
પછી પહેલવાંનો આવ્યા તેની પાસ,
દીધો ઠપકો તેઓ ને ગુસ્સાથી ખાસ.
ગોદર્ઝે કહ્યું '[1]દીવાંશાળા અધીક,
શેહેર કરતાં પડશે રેહેવા તુને ઠીક.
તું થાયેચ હર વખત દુશ્મનોને શરણ,
જણાંવતોબી નહીં ખ્યાલ બેહુદાપણુ?
પડી સખ્તી રંજ એ રીતે વાર ત્રણ,
ઝરાબી ન ડાહ્યો થયો તોએ પણ?
તું લઈ ગયો લશ્કરને માંઝંદરાંન,
નિગાહ કર શું રંજ આવી તેને દરમ્યાંન?
બીજી વાર શત્રુનો મેહમાં થયો,
પુંજાતો હતો, પુંજારી થઈ ગયો?
સીવાય રબ, નહીં બચ્યું ગેતીમાં કોય,
હુકમ તારી તેગ઼નો કબુલ્યો ન હોય?
ઝમીનો જીતી લીધી જંગથી નિદાંન,
તો જીતવુંજ શું જોઇયે તુને આંસમાંન?
ઝરાબી દેખાડવી મોંટઈ બેગુમાંન,
બરાબર તે છે જંગ ઉઠાવ્યા સમાંન.
નઝ઼ર કર કેવી કેવી આંફત અપાર,
જેમાંથી સલાંમત થયોચ તું પસાર. ૭૬૭
તે બાદ લોકો બોલશે તું માટે મગર,
કે ચઢયોતો શાહ આંસમાંને ઝ઼બર.

[1] મૅડ હાઉસ પાગલ ખાનું.

જોવા માટે તે આફતાબો માંહતાબ,
ને એકકે એક તારાઓ ગણુવા શીતાબ.
હવે તો તું ડાહયો ને શાહો સમાંન,
પવિત્ર તથા નેંક થા બેગુમાંન.
બને તો ન કર કાંઈ બંદગી વગર,
નાં બદ નેંક તેના હોકમ વિનાં કર.
જવાબ તેંણે દીધો કે રાસ્તી અંદર,
તથા નથી ઈન્સાફોમાં કંઈ [1]ઝરર.
નથી ખોટા, છે સરવે રાસ્તી સુખંન,
નથી છુટાં ફંદાથી મુંજ જાંનો મન.
રહયો કાઊસ શર્મીંદા થઈ ચુપ ખાસ,
તે મર્દાંને મર્દો ને નાંમદારો પાસ.
પીળાં પાંણી આંખોથી વર્સાવી ખાસ,
ને કરતો તે ગેતીનાં રબની સેપાસ.
અંમારીમા બેઠો તે થઇને તૈયાર,
દુઃખી ને પશેમાંન થઈ બેશુમાર.
ને આવ્યો જો તખ્તે બુલંદની તે પાસ,
થયો દીલથી શર્મીંદા એ કાંમે ખાસ. ૭૬૮
ઉભો રોઝ ચાળીસ રબ સાંમો સહી,
પડયો ખાકમાં, તખ્ત પર બેઠો નહી.
શરમથી નીકળ્યો ન મેહેલ્લેથી બાહાર,
ચરમ તનનું ફાટતું એ વાતે અપાર.
હાય સાથે આંખોથી વર્સાવતો ખુંન,
ચાહતો રબથી માંફીની ખાહેશ જખુંન.

૧ નુકસાંન.

દુઃખી ને પશેમા થયો જોઈ રંજ,
કીધો બેશુમાર છુપો બક્ષીસ ગંજ.
છુપાવ્યું દીલેરોની શર્મેથી તન,
મઝા, મઓજ, દરબાર, બંધ થઈ તદન.
સ્રીયાહ ખાક ઉપર મોંઢુ મસ્લીને ખાસ,
કીધી ન્યાંસ તે પાક યઝદાંની પાસ.
વખત કંઈ થયો એમ રડતાં જેવાર,
ગુનાહ માંફ યઝદાંએ કીધો તેવાર.
પરાગંદે ચોબાજુ થયલી સેપાહ,
આવી પાછી દરગાહે કાઊસ શાહ.
પ્રકાશીત થયો રબની માંફીથી તે,
જાંણ્યું તોબા કરવાનું ફળ મળ્યું છે.
કોલાહ પેહેડી બેઠો ઝરીન તખ્ત પર,
સેપાહ માટે ખોલ્યો ખઝાનાનો દર. ૭૬૯
નવું કીધું ગેતીમાં કામ એક ઝબર,
પ્રકાશીત થયો નાના મોટાં ઉપર.
બની ગેતી ઇન્સાફે રેશમ સમાંન,
થયો શહનશાહ તખ્તે શોભાએમાંન.
હરેક મુલ્કનાં સરદારો નાંમેવર,
જે રાખતા બુલંદ તાજ માંથા ઉપર.
આવ્યા શાહા કાઊસની દરગાહ અંદર,
ને સર ફેરવવાથી આયા રાહા પર.
શુરૂ થયો આગળો વખત નેંકતર,
વફા, મેહેરે, સૌએ ધોયો શાહી ચહર.

સરદારો થયા તાબેદારો તમાંમ,
બન્યાં તેના સૈ કોઈ ચાકર ગુલાંમ.
તે બેઠો ગોહુરના ચિતારને તખત,
કે સંગ તાજ અને ગુર્ઝ ગાયની સુરત.
ઈચ્છા મુંજબ દીલની કીધું તેંણે કામ,
થયો શાદ દીલ પાંમી ઈચ્છા ને નામ.
ઇન્સાફ કરી કુલ દાદ જોઈ મુંદામ,
ને જોઈ ગેતી વા નો સપાટો તમામ.
જેવારે કે શાહા હોય ઇન્સાફી પુર,
તેને નાં મદદગારની છે ઝરૂર. ૭૭૦
મુંરાદો કીધી સરવે ગેતીમાં હાથ,
કે સરદારો નાંમી મુંબારકની સાથ.
હતું કામ મહેફીલ ને મયેદાં નિદાંન,
હતા દોસ્ત રૂસતમ ને તુસના સમાંન.
ફરીદુંનની ખસલત ને જંમશીદની [1]જાહ,
ન તાજ તખ્ત જોશે તેનાં જેવો શાહ.
આં કહી જેવી સાંભળી છે મે દાસતાંન.
હતી યાદ નહીં કોઈને બેગુમાંન.
રેવાજ શાહાનો જગમાં હતો એવો યાર,
ને રૂસતમ હતો જંગીઓનો સરદાર.
પુરી કીધી કયકાઊસની દાસતાંન,
લખુંચ પહેલવાંનોની જંગનું બયાંન.
ગવૈયો શું કહેચ પેલો મર્દ દીલેર,
આવ્યો તો ઓચીંતો જેપર નરે શેર.

૧ દબદબો.

અગર ચાહતો હોય જો તું મર્દીનું નામ,
ને તેગ્ હીંદીનું મોંહ ભીજવવા તમામ.
તો ડરથી નહીં જોઇયે નાહુસવું લગાર,
વખત આવે સાંમો લડઇનો તેવાર.
ઝમાનો જો આવે છે તંગીનો પાસ,
તો નાહુસવાથી પાછો ન ફરતો તે ખાસ. ૭૭૧
કઝા જોડશે સાથે ડાહુપણુની સહી,
તો કેહેશે દીલેરો દીલેર તુને નહી.
છે રાહ જુદી ડાહુપણુ ને દીંની દરેક,
દબાણુમાં છે દાંનાઓનાં બોધ નેક.
ઉમર મારી થઈ છે હવે સાઠ સાલ,
કે રંજ અને સખ્તીઓ ભોગવતાં હાલ.
જવા બીજી દુન્યાં વખત આયો ખાસ,
મળે સારી જગ્યા તે યઝદાંની પાસ.
છતાં એવો હું કે નથી જોઈ જહાંન,
છુપાયાં છે આગળનાં કામો નિદાંન.
વખત તારો સારો થયો જો પસાર,
ઘટે રંજ પોતા પર ખેંચવો તેવાર.

# રૂસતમનું સાત પેહેલવાંનો સાથ અફ્રાસિયાબનાં શીકારગાહમાં શાકાર કરવું.

હવે હું લડાયક તહમતનની યાર,
કહું દાસતાં રંગીલી એક અપાર.
સમજ્યુંચ કે પીલતનેજંગ એક દીવસ,
અંજુમનની ઝયાફત કીધી એક બસ.
તે જગ્યે કે નાંમ હતું જેનું નવંદ,
અને જ્યાં હતો વળી મેહેલ એક બુલંદ.
હતા મેહેલો સઉ સણગારેલા તમામ,
હતાં જંગલો પુર શીકારે મુદામ. ૭૭૨
બુલંદ જે જગા ઉપર આઝરબરઝીન,
પ્રકાશીત હતો રાહ બતાવા યકીન.
ઇરાંની બુઝરગોંનો મહેફીલ અંદર,
હતો ફ્રઓજી ટોળોબી એક નાંમેવર.
શું ગુદર્ઝ, તુસ, કેશવાદી, તમાંમ,
શું ઊંચી તુખંમ હતા ગેવ ને બેહરાંમ.
શું ગુર્ગીન, શું સાવરાંનો ઝંગે, મુંદામ,
શું ગેસ્તેહમ, ખરરાદ, જંગી તમામ.
શું બરઝીનબી ગરદંન ફરાઝ તેગઝન,
ગોરાઝે કે જે ૧"અફસરે અંજુમન."

૧ ટોળાંનો વડો.

હરેક સરદારો સંગ હતા મર્દ [1]ચંદ,
સેપાહ નાંમવર એક હતી અર્ઝમંદ.
તૈયાર રૂસતમે કીધી એક [2]જશ્નગાહ,
ખાહેશ જેની કરતા તે ખુરશીદો માંહ.
કેટલોક વખ્ત કાઢયો તેઓએ મુંદામ,
ચોગાંન, દડી, તીર, ને શીકારે, તમામ.
પસાર એ રીતે કીધા કંઈ એક દીવસ,
શાદી, રાંમેશની, ખુશદીલીમાંજ બસ.
કહયું મસ્તીમાં એક દીવસ ગેવે ચાર,
તહમતનને કે અયે દીલેર નાંમદાર. ૭૭૩
વિચાર હોય શીકારનો તુને જો અગર,
ને કામ લેવા ચિત્તાથી માંગે ઝબર.
તો અફ્રાસેયાબનાં શીકારને મુંકામ,
ઢાંકયે નુરી ખુરશીદનો ચેહેરો તમામ.
સવારોની ધુળથી, ને ચિત્તા, ને બાઝ,
ઉઠાવીને નેઝાઓબી બહુ [3]દરાઝ.
તથા તેઝ ગોર્ખર પર નાંખ્યે કમંદ,
તલવારોથી સિંહોનેબી કરયે બંદ.
અને કરયે વંનમા દગુયનાં શીકાર,
શું બાઝ અને ચિત્તાઓબી ઝેયાંગાર.
આં ભાલા, ને બાઝોથી, ભુન, ને તીતર,
ને મારયે તમામ, સારો દહાડો અગર.
એવો કરયે તુરાંનને જંગલ શીકાર,
કે રહે જેથી ગેતી અંદર યાદગાર.

૧ થોડાક. ૨ ખુશીની મજલીસ. ૩ લાંબા.

કબુલ જો કરે તું તો અય પહલવાંન,
વિચાર એજ છે મારો, રોશન રવાંન.
શાહોમાંથી જે કોઇબી જોય આં શીકાર,
કરે કામે આંપણના આફ્રીન અપાર.
કહયું રૂસતમે કે તાહરાં કાંમથી,
આબાદ રેહેજે, જગમાં સરનજામથી. ૭૭૪
જશું બાંમદાદે તે [1]"દશ્તે તુરાંન,"
શીકારો ત્યાં કરશું, ન થોભશું નિદાંન.
વિચાર એજ છે નાંમેવર પહલવાંન,
કે યાદગારી એક મુંકી જઇયે જહાંન.
ગ્હુવાર આવતી કાલે જો પડશે જેવાર,
તો તે જગ્યે શોધવાને જઈશું શીકાર.
શરાબો, ને જાંમો, ને કરશું શીકાર,
કે દમ બ દમ ખાશું ને પીશું અપાર.
થયા એ ઉપર તેઓ મળતા તમામ,
વિચાર કીધો બીજો ન કોઇએ મુંદામ.
ઉઠયા ખાબથી બાંમદાદે જેવાર,
કીધી તૈયારી ત્યાં જવાની તેવાર.
ગયા ડોલીના ચિત્તા બાઝોની સંગ,
દોડયા ખુશ શાહદનદીએ [2]બેદીરંગ.
શીકારગાહમાં જંગી અસ્ત્રાસ્યાબનાં,
કે કોહ એક તરફ, બીજે ધોધ આબનાં.
[3]સરખ્સ બીજીગમ ને સાંમે બેયાબાંન,
ફરતાં ટોળાં મેંઢાં હરણનાં મેદાંન.

 ૧ તુરાંન જંગલમા. ૨ વગર ઢીલે. ૩ એ નાંમનું શેહેર.

ઉતરી આવ્યા હસ્તા નદીની તે પાર,
ખુશીમાં ગો પીધો હોય દારૂ અપાર. ૭૭૫
ડેરા તંબુથી પુર જંગલ તમામ,
હરણ બીહ ગયાં માંણસોથી મુંદામ.
ગયા તે પછી સૌ શીકારને મુંકામ,
તમામ દરબારીઓ, દીલેરો, તમામ.
પસંદ કીધાં કોહ ને શીકારી મેદાંન,
ચઢાવ્યા પોકારો ગોયા આંસમાંન.
તે જગ્યેથી સિંહોબી નાંઠા ઝબર,
પોંહચી પક્ષી ઉડનારાંનેબી ખબર.
હતા મુવાં પક્ષીનાં ઢગ થાંમેથાંમ,
કપાયલું તો કોઈ તીરે ઝખ્મી તમામ.
ટ્રોળેટોળાં સાબરનાં સીંગથી મુંદામ,
હાથીદાંતનું જંગલ ઝમીન થઈ તમામ.
હવા, બાઝોથી થઈ ગોયા [1]અબ્રેબાહાર,
ઝમીન ખુંને તીતરોથી [2]લાલાઝાર.
બાઝ, ચિત્તા, દોડતા નાના હરણો પર,
કઠણ કોહમા કરતા કમીંગાહ ઝબર.
હરેક જગે સગ, સસલાંઓનાં, શીકાર,
પસીનાંએ તર ઘોડા, દોડવાથી ચાર.
તીતર, તર્ફે સકડો, લપકતો ખુશાલ,
કીધા લોહીથી ઓકાબે પંજાઓ લાલ. ૭૭૬
શોર [3]"તોઓલી તબલાનો" અબ્ર વેર,
સવારોની ગર્દે નાંહસી જતા શેર.

[1] બાહારનું વાદળ. [2] ગુલ્લાલાનું ખેતર. [3] એ નામના જાંનવરના ચાંમડાંના.

પોકાર કોહ ઉપરથી કરી ચોકીબાંન,
કમીંગાહ કરનારના ઉભા કરતા કાંન.
હરંણુ ઉપર લોંકડીની ટાંપી નઝર,
કમીંગાહથી વીજ જેવી દોડતી તે પર.
સરદારોમાં એક, ચોતરફ નાંમેવર,
જે કાપતો હરંણુ અને ગોર્ખરનાં સર.
સરદાર કરતો એક હુંમ્લે સિંહ વરૂ ઠાર,
ગો વર્સાવતો મોંત ૧"નોંકે તેગ઼થી" અપાર.
કદી કોહ, કદી મયેદાં, કરતો શીકાર,
કદી કરતો તીરે, કબુતરને ઠાર.
હતું સરે ગોર્ખર કમંદને દરમ્યાંન,
૨"દીલેશેર" હતું તેની શમશીરનું મ્યાંન.
માર્યાં એટલાં તીરોથી જંગી ગોર્ખર,
થયું લોહીએ દીલ પ્યાસાં જંગલનું તર.
સરદારોનાં જીવો પુર ખુશ હાલથી,
મુંરગ઼ના અવાઝથી, હરંણુ ચાલથી.
હતા દીલે રોશંન અને શાદ સહી,
કે હસવાથી અચકાતા હોટો નહી. ૭૭૭
ફર્યા બઝમગાહ તર્ફે પાછા તે શાદ,
શીકારંન તથા દીધી મહેફીલને દાદ.
ને બેઠા, શુરૂ કીધુ, ગાયંણુ ને શુર,
કીધાં ગ઼મ અને રંજ દીલમાંથી દુર.
જાંમ હાથોમાં કાંને તંબુરનો શુર,
કબાબ હતા સાબરનાં આંતશે પુર.

૧ તલવારની અણીથી. ૨ શેરનુ દીલ.

શરાબ હાથ લઈ કીધો હફતો પસાર,
થયા શાદ દીલ સરવે [1]મએનાં પીનાર.
આવ્યો આંઠમે દીંન રૂસતમ સહુવાર,
ફઓજ સાથે, નેંક એક સુજયો વિચાર.
કહયું તેંણે નાંમેવર મોહટાઓ પાસ,
ગર્દનકશ હતા સરદારો દાંના ખાસ.
કે કંઈવારની અફ્રાસ્યાબને નિદાંન,
ખબર આંપણુની થઈ હશે બેગુમાંન.
ન થાય એંમ કે તે અહરીમન [2]"બદનઝાત,"
વિચાર કરી નાંમી સરદારો સંગાત.
કરી કોઈ ચારો આવે કરવા જંગ,
કરે ચિત્તાઓની શીકારગાહુને તંગ.
ઘટેચ એક રાખ્યે આંપણુ ચોકીદાર,
ખબર તેની પાંમે જો કંઇબી લગાર. ૭૭૮
તો લશ્કરથી આપે તુરત તે ખબર,
ન થાય એંમ કે રાહ રોકે શત્રુ ઝબર.
તો ગેવગાંની તોખંમનો ગેરાઝેહ નર,
કે આવ્યો તે કાંમ માટે બાંધી કમર.
કહયું તેંણે નાંમેવર પહલવાંની પાસ,
ખબરદારી સાથે જવશ ત્યાં હું ખાસ.
કહયું તેને રૂસતમે અય નાંમેવર,
શીતાબ જા નદીનાં કીનારા ઉપર.
રેહેજે રાહમાં ચોકીને માટે હુશ્યાર,
થજે પોતે તું ફઓજનો નિગેહદાર.

૧ દારૂના. ૨ બુરી નસલ.

તે નાંમનો ઉઠાવનારો ગોરાઝે શેર,
ગયો થોડા લઇને સવારો દીલેર.
જો તે જેઓ ફઓજી નિગેહદાર હતો,
તો કુલ ચારો શત્રુનો લાચાર હતો.
થયા તેઓ મશગુલ કરવા શીકાર,
નહીં આવ્યો કોઇનેબી જંગનો વિચાર.

## અફ્રાસ્યાબને તુરાંન ઝમીનમાં શીકાર માટે ઇરાંનીઓનાં આવવાની ખબર મળવી, અને તેનું તેઓ ઊપર લશકર ખેંચવું.

અફ્રાસ્યાબને થઈ ખબર જો તુરત,
એવી, સીયાહ રાતે સુવાને વખત.
તેડયા ફઓજમાંથી અનુભવી ખાસ,
કીધી વાતો રૂસતમ વિસે તેઓ પાસ. ૭૭૯
તથા સાતો જંગી સવારો દીલેર,
મીસાલે હતા બસ હરેક જેઓ શેર.
ને બોલ્યો તે લશકરની પાસે મુંદામ,
અજબ આવી પડયું છે મારા પર કામ.
તુરત ચારો કરવો ઘટે છે આં વખ્ત,
કે અંચીતો હુમ્લો કરવો જોઇયે સખ્ત.

ધરી લઇયે જો આંય સાતો પેહુલવાંન,
તો કાઊસ પર કર્યે પછી તંગ જહાંન.
કહયું નાંમેવર જંગીઓને તુરત,
હુવે નથી આપણુને ઢીલનો વખત.
આંપણુ જઇયે બાહાને શીકારને મુંદામ,
સેપાહ કરે અંચીતો હુમ્લો તમામ.
સરદારો, ને તુરકી સેપાહનાં સવાર,
એક મત થયા, સાથે શાહાનાં વિચાર.
ચુંટયા તેગ઼ મારનારાઓ ત્રીસ હઝાર,
તમામ તે દિલેરોમાંથી નાંમદાર.
નાં લેતા તમો ખુલ્લો રસ્તો તમામ,
ને રાત દહાડો કરતાનાં કેંઠે મુંકામ.
ગયા તેઓ જંગલને રસ્તે મુંદામ,
ને જંગ માટે ગરદનો ઉંચકી તમામ.
હરેક ગમથી મોકળાવી ભારી સેપાહ,
કે ઘેરી લીએ સરદારોની તે રાહ.
આવ્યા જ્યારે તેઓ શીકારગાહની પાસ,
તો દોડયા તે સરવે લડઈ કરવા ખાસ.
ગોરાઝ઼ેએ જોઈ ગર્દે લશ્કર મુંદામ,
તો આવી ને જોઈ, સેપાહ તે તમામ.
નિગાહ કરી જોઇ, તેંણે કુલ સીપાહ,
હતી ફ઼ઓજ તે ગોયા અબ્રે સીયાહ.
જોયું, ઉડી ગર્દ જંગલેથી તમામ,
દેખાયો બલુ રંગનો જુંડો મુંદામ.

ગોરાઝ઼ેહ ગયો પુંકતા વા ની સમાંન,
પોકાર શોર આવાઝ કરતો નિદાંન.
શીકારગાહ તરફ જ્યારે આવ્યો શીતાબ,
સેપાહ સંગ તેંહમતન પીતોતો શરાબ.
કહયું તેણે રૂસતમને અય શેરે નર,
ખુશી ખુરમી છોડી હવે દે મગર.
શુમાર નથી લશ્કરો આવી રહયાંચ,
જે લશ્કરથી કોહ મેદાંનો એક થયાંચ.
તે ઝુલ્મી અફ્રાસ્યાબનો જુંડો ખુશાલ,
કે ધૂળમાંથી ચળકે છે ખુરશીદ મીસાલ. ૭૮૧
એ સાંભળ્યું રૂસતમે, હસ્યો તે સખ્ત,
કહયું, છે બુલંદ આપણી સાથે બખ્ત.
તું બીક રાખે છે તુરકીનાં શાહાની?
અને ગર્દે તુરાંની, સેપાહાની?
લાખથી તો ઝયાદા નથી ફોજ યાર?
ચાલાક, અને હથ્યારબંદ, તે સવાર?
કે હોઊ જંગલે હું જો તનહા મગર,
ગોરઝ, ને રખશ, સાથે બખતર, અગર.
તો દહેશત નાં અફ્રાસેયાબની લગાર,
યા દોડધાંમની, યા સેપાહની, અપાર.
આપણમાંથી હોય એક જંગને મેદાંન,
તો જંગમા શું ચીઝ઼, આખું શેહેરે તુરાંન.
તેના જેવા જંગી નથી મને બસ,
નથી જોઇતો એકળી ઇરાંની શખસ.

ને હમણાં તો જંગી છે સાતો સવાર,
આં શમશીરના મારનારાઓ, નાંમદાર.
બીસાદ શું છે ફૌજ હોય હઝારો હઝાર,
નથી કામ આવતી સેપાહ બેશુમાર.
છે એક મર્દ બસ, પાંનસો બે હઝાર,
ગો હોય નેઝ.કશ, ઘોડે બેસનાર સવાર. ૭૮૨
જો સરદાર અફ્રાસેયાબ નાંમદાર,
કરે નદી ઓળંગી આવવા વિચાર.
તો બરગશતા જાંન કે ઝમાનો થયો,
જો તે નાંમવર અત્રે આવી ગયો.
તું અયે સાકી, ઝાબુલી મયેથી ઝબર,
લબાલબ હવે જાંમ બુલબુલી ભર.
ભરી જલ્દી સાકીએ દીધો શરાબ,
થયો શાદ તહમતન દીધો જો શીતાબ.
ઝળકતી લીધી હાથમાં તેંણે જામ,
અન લીધું અવ્વલ કયકાઊસનું નાંમ.
કે શાહે ઝમાનાં મને યાદ રહો,
હમેશાં તનો જીવથી આબાદ રહો.
બીજીવાર ચુંમી ઝમીનને મુંદામ,
લઈ દારૂ બોલ્યો આં તુસની સલામ.
સુની શાહાના સરદારો ઉઠયા તમામ,
ને બાહેશ તે જંગીને કહી કુલ મુંદામ.
હવે બસ છે હમને આં જાંમે શરાબ,
ન દારૂમાં તું સાથે શયેતાંની તાબ.

૧"એક ઝખ્મી" ગુર્ઝ, જંગ મયેદાં, શરાબ,
ન છે કોઇને હાથ તું સીવાએ શીતાબ. ૭૮૩
લાલ દારૂ ઝાબુલી, લઈ પીલી જાંમ,
લીધી તહમતને ઝવારેહની સલાંમ.
ઝવારેએ જાંમ લીધી હાથોમાં શાદ,
કીધો તેંણેબી નાંમવર શાહને યાદ.
અને પી પછી તેંણે ચુંમી ઝમીન,
કીધી તહમતને તે ઉપર આફરીન.
કે ભાઇની ભાઇજ પીએ જાંમ યાર,
કેહવાય શેર, કરે જાંમે મયેનો શીકાર.
શરાબ અને રાંમેશની કીધી ન કમ,
ખુશાળી વધારી કમી કીધો ગમ.
પછી કહ્યું ગેવે તે જંગીને યાર,
કે અય! શાહ, ને જંગીની કીર્તિ, અપાર!
હું જઇ રાહ અફ્રાસ્યાબની રોકું યાર,
ઊતરવા ન દેઉં હું નદીની આ પાર.
કે આવતાં રોકું પુલથી શત્રુને યાર,
ને પુલ પર થોભાવી રાખું એટલી વાર.
કે તેટલાં દીલેર આપણાં ભીડે હથ્યાર,
નથી રહી ખુશાળી હવે સર લગાર.
શીતાબીથી દોડતો ગયો પુલ પાસ,
કમાંનના છેડા બે, કીધા એક ખાસ. ૭૮૪
ને એંમ કરતાં આવ્યો તે પેહેલવાંની પાસ,
આવી જોયો જુંડો તે ઝુલ્મીનો ખાસ.



૧ એકજ ઝખ્મમાં ઠાર કરનાર.

કે આવ્યોચ નદી ઓળંગીને શીતાબ,
ને ફૌજમાં હરોલ હતો અફ્રાસેયાબ.
મોકલ્યો દીલેર ગેવે પયગ઼ામ ખાસ,
ખબર કરવા દાંના તે પેહલવાં, ની પાસ.

## રૂસતમની અફ્રાસ્યાબનાં શીકારગાહમાં તુરાંનીઓ સાથની લડાઈ.

બબ્રેબ્યાંન તેહેમતને પેહડયું તેવાર,
અને મસ્ત [૧]"હાથી પર" બન્યો સવાર.
ગયો સંગ લડવા સેપાહે તુરાંન,
પોકાર્યો કુંકારતા પવંનની સમાંન.
કે જોઈ ગ઼ર્ફ઼, બખ્તરમાં અફ્રાસેયાબ,—
નો હોશ ગોયા તનમાંથી ઉડયો શીતાબ.
તેના પંજા, છાતી, ને બાઝુ, ગરદન,
ને ગરદનની ઊપર ગોરઝ઼બી તદન.
કે ગુદર્ઝ઼, અને તુસ, [૨]"નેઝા ગુઝાર,"
ને ગુરગીન, ને ગેવ, પહુલવાંની સવાર.
શું સાવરાંનો ઝ઼ંગે, અને શું બેહરામ,
શું બરઝીન, શું ફરહાદ, જંગી તમામ.
સેપાહ જંગીઓની લડવા બેશુમાર,
ધરી હાથ નેઝા, ને હીન્દી તલવાર.

૧ યાને હાથી જેવા રખ્સ પર. ૨ નેઝાના મારનાર.

તૈયાર એક જગેહ થઈ ઉભા તે તમામ,
અને સફ સમારી ગો ચિન્તા મુંદામ.
કહયું, જેથી જંગનું નગારૂં ને [1]બુક,
ઠોકી ને કીધો સાંમો હુમલો અચુક.
ખેંચી ઊભા નેઝાઓ, ગુર્ઝો, તલવાર,
બુલંદ દબદબાનાં દીલેરો સવાર.
ઈરાંની દીલેરોનાં ઘોડાના હાલ,
ખુંને ગર્ક હતા, છાતી, ગરદનનાં બાલ.
દોડયો ગેવ કરવાને જંગ જોશદાર,
ગોયા શેરે ખોહયો પોતાનો શીકાર.
ગોરઝ આજુબાજુ ફેરવતો ચોપાસ,
નિચે જેથી નાંખ્યા કંઈ બાહદુરો ખાસ.
સેપાહ મારી ગઈ તુરાંનીઓની સખ્ત,
થયું ઊધું તે નાંમદારોનું બખ્ત.
ગયા નાંહસી લડવૈયા ચીની તેવાર,
અજબ થયો તુરાં ઝમીંનો સરદાર.
હતો જ્યાં કે મીલાદનો ગુરગીન ખાસ,
ગોરઝ, તેગ પોલાદી, લઈ પોતા પાસ.
હતો જંગી એક નાંમે ગોરઝમ તે યાર,
આવ્યો લડવા તુરાંની લશ્કરથી બાહાર. ૭૮૬
તો જોઈ તેને ગુરગીને કીધો પુકાર,
કે ખેંચી કમાં ખાંધ ઉપરથી તેવાર.
ને મેહ તીરનો વર્સાવ્યો જંગી પર તે,
હવા બાંધી ગોયા [2]અબ્રેબાહાર એ.

[1] કરનાય. [2] બાહારનું વાદળ.

એવું જોયું ગેરઝમ દેલાવરે ખાસ,
ધરી ઢાલ સર પર ને દોડયો તેપાસ.
માર્યો નેઝો એક તેનાં ઘોડાને સર,
પડયો જેથી ગુરગીન લડાયક ઝબર.
આવ્યો ગેવ દેલાવર તુરત તેની પાસ,
નઝર કીધી, ને પ્યાદો જોઇને ખાસ.
થયો ગુસ્સે ગો સિહ ગ્રઝતો ઝબર,
પોકાર મારી ગેરઝમ દેલીરની ઉપર.
બેઠકથી ઉઠાવ્યો કમરબંદ ધરી,
મુબારક અકલ, હુંનરમંદે ફરી.
કીધી ટુકડા બે ખંજરેથી કમર,
કીધાં સરફરાઝોનાં દીલ [1]પુરખતર.
એજ માંફક નઓઝરીઓનો સરદાર,
સર છુંદતો ભારી ગેરઝથી અપાર.
ગેરાઝે, એક ગુસ્સા ભર્યાં ભુંડ સમ,
હુંમલો કરતો શમશીરથી ચારોગમ. ૭૮૭
કીધી જંગ એવી ગુદર્ઝેબી કુલ,
કે કાઢી તુરકીઓનાં જીવનીબી ધુલ.
ઝવારેહબી સિંહ જેવો આવ્યો નિદાંન,
કમાં બાઝુએ ઘોડ઼ો અઝદાહ સમાંન.
દીલેર ગુર્ગીં કરતો હલ્લો વા સમાંન,
કે સંગ નાંમદારો ને જંગી પેહેલવાંન.
શું ફરહાદ, ને બરઝીન, બીજા નાંમદાર,
કે ખેંચતા હતા ભારી ગુર્ઝો તલવાર.

૧ ધારતી ભર્યાં.

પુકાર કીધો ગેવે તે જંગને વખત,
અફ્રાસ્યાબ શાહ નાંમેવર પર સખત.
કે અયે બખ્તે, બદ થયલા તુર્કી ગુમનામ?
તેં કાંય કીધું રંજ અને ભુલ ભર્યું કામ?
ભુલી ગીયો સરદારોની જંગ મગર?
કે આવ્યો ફરી ફઓજ લઇને ઝબર?
નથી પેહેલવાંનોની તુને ખબર?
ને ઇરાંની નાંમદારોનીબી અગર?
ગો સરદાર રૂસતમ, અને તુસ શેર,
શું ગુરગીન, ને ગોદર્ઝ, સવારો દીલેર.
ઊંધી વાળી દેશે આં તારી સેપાહ,
ને ધુળમાં મેળવશે તારી તખ્તગાહ. ૭૮૮
એંણીગમ તહમતન ગોયા શેર મસ્ત,
પુકાર્યો કે અય બદ નસલ બુરા સખ્ત.
તું કેંમ દોડીને આવ્યો છે મારી પાસ?
ને કેંમ અંજુમનથી લડી પડયો ખાસ?
કે જે જગે રૂસતમ [1]કીનાવર બનેચ,
ત્યાં તખ્તો, સેપાહ, ને શહા, કયાં ગણેચ?
મને જોઇયે જંગમા ન કોઇબી શખસ,
છું હું, ગેવ, અને કુલ તુરાંનીઓ બસ.
નથી મર્દ જોતા તુરાંનીમાં એક,
કે લડવામાં છે તેઓ અઓરત દરેક.
એ કહી ખેંચી શમશીર વેહેતી ખુશાલ,
પોકાર્યો ગરઝતાં તે વાદળ મીસાલ.

[1] કીનાનો લેનાર.

અવાઝ માર્યો બીજી વખત તેની બાદ,
કે અય તુર્ક દીવાના બુરી અવલાદ.
નથી લાયક મર્દોની જંગને તમામ,
નથી મસ્ત તું, અધમુવો છે મુંદામ.
જા ઔરતમાં રેંટીઓ સુતર લઇને આજ,
ફટક પરદે છોકરીઓ સાથે અનાજ.
કારણ એવો આવ્યો છે તું માટે વખ્ત,
કે ફરવું પડશે પાછું જંગથી આં સખ્ત. ૭૮૯
જોશે મર્દે મર્દાંની શમશીર જે વાર,
જોવા બાદ જંગ યાદ કરશે ન યાર.
આ હીન્દી તલવારે કાપશ તારૂ સર,
રડશે કોલાહ, બખ્તર, જેથી તું ઉપર.
અફ્રાસ્યાબે સાંભળ્યા શબ્દો જે વાર,
થયું દર્દે પુર દીલ ઉભો ચુપ તે વાર.
અફ્રાસ્યાબ રૂસતમથી બીધો સહી,
કીધી જંગ કરવા શીતાબી નહી.
ધીરો ફોજ પાછળ તે ચાલ્યો મુંદામ,
તેડયા સરદારો ચારો ગમથી તમામ.
જોયું રૂસતમે તો ગુરઝ ભારી બસ,
ધરી ગરદને, તેઝ કીધો રખસ.
ને આવ્યો દીલેર પેલાં લશકરની પાસ,
કીધો શોર [1]ગુરરાતા સિંહ જેવો ખાસ.
પુઠે તેની કેશવાદનો બેટો મુંદામ,
પોલાદી ગુરઝ સાથે બખતર તમામ.

૧ પુકારતા.

દોડયા સવારો, ને ઈરાંની પેહેલવાંન,
કે લઈ હાથમાં ગુર્ઝો, તીરો, કમાંન.
ચળકાટ તેઝ શમશીરના ઉઠયા મુદામ,
ઝમીન ગોયા નાહાસ્તી હોય ડરથી તમામ. ૭૯૦
થયો તુરકી લશકરની આંખે અંધકાર,
જોઈ કોલાહ રૂસતમની આંસ્માને જ્યાર.
અફ્રાસ્યાબે પીરાંનને પુછયું મુદામ,
આ જંગ મયેદાં છે યાકે સુવાનું ધામ?
હતા શરૂ જંગમાતો આંપણ દીલેર?
ને છેડતી કરવામાં હતા સરવે શેર?
ને જોઉચ હવે કોહુલાંઓથી પૂર મેદાંન,
લડાઈથી હું જોઉચ કોતા સરવેનું ધ્યાંન.
થયોચ તું તુરાંની સિંહોમા પસંદ,
અનુભવી જંગ જોઈ ચુકેલો બુલંદ.
તું કર બાહદુરીથી એક હુમ્લો મુદામ,
જગાહ ખાલી કર દુશમનોથી તમામ.
ફતેહ પાંમ્યો તું તો છે તારૂજ ઈરાંન,
છે તન હાથી ને પંજા સિંહના સમાંન.
અફ્રાસ્યાબથી સમજીને પીરાં ખુશાલ,
બની દોડયો ફુંકતા પવનની મીસાલ.
અને સાથે નાંમી લીધા દસ હઝાર.
દીલેર તુરકીઓમાંથી [1]ખંજર ગુઝાર.
કીધો તેઝ ઘોડો તે જંગમાં તુરત,
ને થઈ ગુસ્સે લડવાને લાગો સખત. ૭૯૧

૧ ખંજરના મારનારા.

આવ્યો ગોયા આંતશ તે પીલતનની પાસ,
હુતી હાર જીત તે ઉપર જંગની ખાસ.
તો ફીણુ આવ્યું તહમતનનાં હોટો ઉપર,
ઘરંણુ ગો સુરજને લગાડયું ઝબર.
કે ડપટાવી ઘોડો ઉઠાવ્યો પુકાર,
ગોયા આવે જોશ અંદર દર્યો અપાર.
ને તેગ હીંન્દી મુંઠીમા, સર ઉપર ઢાલ,
કીધો નાંમીઓમાં બે હીસ્સા નીકાલ.
અફ્રાસ્યાબે દુરથી નીગાહ કીધી ખાસ,
ને બોલ્યો તે નાંમી સર્દારોની પાસ.
કે જંગ એવી રહી રાત સુધી અગર,
દીલેરો, ને ગરદન ફરાઓ, અંદર.
તો આં જગે બચશે નાં કોઇબી સવાર,
ના કરવો પડશે ફરી જંગનો વિચાર.
છે કોઈ જંગી? કીંનાને ગુસ્સાથી ખાસ?
કે જાય ઈરાં ઝમીનનાં પેહેલવાંનો પાસ?
નાંખે ખાકમાં રૂસતમે બદનસલ,
તો દેઊ તખ્ત તાજો કમરબંદ અસલ.
કહયો અફ્રાસ્યાબે સુખન એવો હાલ,
મુંકદદરથી કંટાળી પાગલ મીસાલ. ૭૯૨
દીલેર, જે હુતો નાંમે પીલસમ, તેવાર,
શાહી તુખ્મનો પહલવાં નાંમદાર.
હુતો નાંમે વેસે મુંબારક પીદર,
પીરાંન જેનો ભાઈ ફ-તેહમંદ ઝબર.

ઈરાં કે તુરાંમા તેનો હમનબર્દ,
હતો કોઈ ન રૂસતમ સીવા જંગી મર્દ.
એ સમજીને તે પીલસમે પહલવાંન,
ચઢાવી ભવાં ગુસ્સામા બેગુમાન.
આવ્યો પાસે અફ્રાસેયાબની મગર,
કરી જંગથી તેઝી દીલ અને સર.
કહયું તુરકીઓનાં તે શાહાને કે હું,
દીલેરો, જવાં, આં અંજુમનમા છું.
છે ખાક મારી સાંમે તે તુસબી દીલેર,
ને ગેવ નાંમ ઉઠાવનારોબી જંગી શેર.
શું બેહરાંમ, શુ ઝંગે સાવરાંબી તે,
ગેરાઝેહ, કે જંગીઓમાં એક છે.
તથા સગજી નાંપાક તે બદગોહર,
જેને શાહ વખાંણે છે હરદમ મગર.
હુકમ આપે શાહ તો મીસાલે હું શેર,
તે પેહેલવાંનોમા જાઉ થઇને દીલેર. ૭૯૩
ને તલવારે તનથી કુલ જંગીના સર,
છુપાઉં કાપી વાદળ નિચે માહ અગર.
કરૂ ધૂળ નાંમદારોનાં તાજ ગર,
ને જંગની તલવારે કાપું તેનાં સર.
કહયું શાહે કે અયે દીલેરો જવાંન,
દીલેરોની હીંમત, સરે પહલવાંન.
ફતેહમંદ જંગમાં થજો તું મુંદામ.
થજો તારા દુશમનો રડતા તમામ.

ફ-તેહ તુને મેળવવી જોઇયે આ જંગ,
ને ફરવું જોઇએ નાંમ, ફતહેની, સંગ.
મદદ નેંકી દેનારો થાવ દાદગર,
હોજો તાહારા શત્રુનું સુળીએ સર.
તું જાયે રૂસતમે નાંમેવરની જો પાસ.
કમર તંગ કરે કીંનો લેવાને ખાસ.
હુશ્યાર રહેજે જંગમાં તે છે અહરીમન,
ને ખુંની છે ફરેબનો ભર્યો દુશમન.
પણ મેળવે ફ-તેહ તું તે નાંપાક પર,
તેથીજ કાવાદાવા છે જંગના ઝબર.

## પીલસમની ઈરાંનના દલીરો સાથની લડાઈ, અને અલકુસનું રૂસતમનાં હાથ, ઊપર માર્યું જવું.

સુની વાત પીલસમે શાહાની જેવાર,
કીધો વાંકી સરનાઈ માંફક પુકાર. ૭૯૪
બેઠો વા મીસાલે તે ઘોડા ઊપર,
ગોયા તેને જંગનો હતો કંઈ ન ડર.
ગયો ગર્દ સમ ઇરાંની ફઓજ પાસ,
માર્યા ડાબી જંમણી ગેરઝ તેગ ખાસ.

ગયો વા જેવો પાસે ગુર્ગીનની યાર,
અને કીધો ત્યાં મસ્ત સિંહનો પુકાર.
મારી એક શમશીર ઘોડાને સર,
પડયો નિંચે ઘોડો તે દર્દે ઝબર.
જોયું જંગ અઝમાવેલા ગેસ્તમે,
આતશ જેવો આવ્યો ધસી તે સમે.
આવ્યો મસ્ત સિંહ જેવો પીલસમની પાસ,
વળગી પડયો તેઝ અંગારા સાથે ખાસ.
માર્યો નેઝો એક કમરબંદની ઊપર,
ન પોંહચ્યું કંઇ નુકસાંન તેથી મગર.
ગયો ભાંગી હાથ અંદર નેઝો તમામ,
તો ફેંકયો તે હાથમાંથી નેંઝો મુંદામ.
એવું જોઈ પીલસમે તેઝી તલવાર,
ને ખેંચી ધસ્યો કરી જંગનો વિચાર.
તલવાર એક ટોપ ઉપર મારી ખુશાલ,
ઊંચકી ટોપ સરથી દડીની મીસાલ. ૭૯૫
તે ભાગેલા નેઝા અને ખુલ્લે સર,
થી લાચાર થઈ ઉભો જંગની અંદર.
જમની તર્ફથી ઝંગે સાંવરાંને જ્યાર,
જોયું ઝોર જંગીનું હીંમત અપાર.
તો દોડયો મદદમાં તે ગેસ્તહંમની પાસ,
દીઠો તેને ગમગીં બનેલો જો ખાસ.
કીધો હલ્લો પીલસમ ઉપર એક નિદાંન,
હાથી સરફરાઝ મસ્ત સિંહના સમાંન.

ફીધો હુમ્લો રદ મગરમચ્છે દીલેર,
આવ્યો હાથ લઇ એક હીંદી શમશેર.
મારી તેગ્ પાખર કીધી તેની ચાક,
જેથી તેનાં ઘોડાનું સર પડયું ખાક.
તે પડયો ને બખ્તરની દાંમન ઝબર,
લપેટીને ગાંઠ વાળી કંમર ઉપર.
વળગ્યો પ્યાદો સંગ નાંમદારથી,
ગોયા શેર વળગે છે શીકારથી.
સીયાહ ધૂળ ઉડારી તેઓએ તેવાર,
એકક સાથે વળગી તે પડયા જેવાર.
સેપાહની કલબગાહથી ગેવે નિદાંન,
જોઈ ચશ્મે જંગીઓમાં સીયાહ જહાંન, ૭૯૬
પુકાર્યો વાદળ ગરજે પાહાડોમાં જેમ,
યા જંગ વખ્ત હોય શેર જંગીઓ તેમ.
આવ્યો ત્રણે દોસ્તોની યારીએ યાર,
ને પીલસમની સાથે લડવા લાગા ચાર.
ન કોઈ રીતે ડર્યો દેલાવર મગર,
કીધી જંગ દીલેરોમાં આવી ઝબર.
કબી તેગ્ મારતો કબી ગુર્ઝ સખ્ત,
આ્જેઝ થયા જેથી સરદારોનાં દસ્ત.
સેપાહની કલબગાહથી પીરાંને જ્યાર,
કે જોયો પોતાનાં જો ભઇને લાચાર.
તો દોડયો મદદમાં તુરત તેની પાસ,
બખાળતો, પુકારતો, ને જોશ કરતો, ખાસ.

કહ્યુ઼ં ગેવને તેને અયે નાંમેવર,
નથી શોભા દેતો આં જંગમાં હુંનર.
કે સિંહની મીસાલ નાંમવરની આં સંગ,
મળી ચાર જંગી દીલેર, કરો જંગ.
કે મરદાંનગી ભર્યાં છે મર્દોની પાસ,
દુરૂસ્ત તે, કે એક સાથે એક લડે ખાસ.
એ કહી, એક હુમ્લો કીધો તેઓ પર,
ચઢી ગર્દ ફરતાં આંકાશે ઝબર. ૭૯૭
એંણી ગમથી રૂસતમબી ગોયા કે શેર,
આવી પડયો લશકરની વચ્ચે દીલેર.
તથા ડાંગ, શમશીર, ગોરઝથી, ઝબર,
તે નાંખતો તુરાંની સરદારોના સર.
જોયો એવી જંગ કરતો પીલસમને ખાસ,
તો ડપટાવીને રખ્શ આવ્યો તે પાસ.
લડવા લાગો પીલસમથી તે નાંમદાર,
ન તાબ જેથી લાવ્યો દેલાવર સવાર.
ગયો નાસી પીલસમ ગો અઝદાહા સહી,
સમજ્યો કે તેનાંથી બચવાનો નહી.
તમામ સરદારો ને દીલેરે ઈરાંન,
લીધા હાથમાં ગુર્ઝ, તીરો, કમાંન.
માર્યા એટલા ફ્રએ જે તુરાંથી ગયા,
કે લાશોનાં ઢગ [1]માહ, [2]ફલક તક થયા.
જોયું અફ્રાસ્યાબે કરીને નિગાહ,
તો ખેંચી એક દીલથી તેંણે ઠંડી આહ!

૧ માહાતાબ. ૨ આંસમાન.

પુછયું તેણે છે જંગી અલ્કુસ કયાં?
જે સિંહોની જંગ ચાહાતો હંમેશાં હયાં?
જે મસ્તીમાં માંગતોતો ગેવને મુંદામ?
ને રૂસતમથી ચાહતોતો લડવા તમામ? ૭૯૮
હંમેશાં હતું તેને યાદજ ઇરાંન,
હવે કયાં ગયાં? તેઝી, ને અભીમાંન?
ખબર પડી અલ્કુસને એ વાતે યાર,
કે શું બોલ્યો તે તુરકીઓનો સરદાર.
તો ડપટાવ્યો અલ્કુસે [1]શબરંગ મસ્ત,
ખરેજ તેણે લોહીથી ધોયા હતા દસ્ત.
આવ્યો દોડી ફ્રૌજની કલબગાહમાં ખાસ,
રાહ કાપી તુરાંનનાં પાદશાહની પાસ.
પુકાર મારી બોલ્યો કે જંગી છું હું,
હું સફ સાંમે લશ્કરની ટકનારો છું.
હુકમ દે મને મારો શાહા આં અગર,
તો જાંઉ આંય જંગમાં હું તનહાં ઝબર.
સમજયું તુરાં ઝમીનનાં શાહે ગર,
કહયું કર પસંદ સરદારોને લશ્કર.
તો લઇ જેથી બાહાર પડયો ફ્રૌજી સવાર,
હઝારથી વધુ મર્દ જંગી તે વાર.
નેઝા સરને કાપનારા સાથે તમામ,
જળકતા ગો ભૂસ્પત, ને શુક્ર, મુંદામ.
જો આવ્યો તે પાસે ઈરાંની સેપાહ,
કે ઢંકઇ ગયા ગર્દે આફતાબ માહ. ૭૯૯

૧ કાળો ઘોડો.

ઝવારે જણાંયો તેને કરતો જંગ,
દોડયો તેની સાંમે અલકુસ બેદીરંગ.
સમજ્યો તે એમજ કે રૂસતમ છે એજ,
ને ધાર્યું નરીમાંનનું તોખંમ છે એજ.
ઝવારે વળગ્યો તેનાંથી ખુશાલ,
ધરી નેઝ઼ા ને મસ્ત સિંહની મીસાલ.
અણી વાળો નેઝો બે ટુકડા થયો,
અલકુસથી ઝવારે ઘભરાઈ ગયો.
હાથ મારી કાપનારી ખેંચી તલવાર,
સવારોની ગર્દે છુપઇ ગેતી યાર.
તે જંગમા તલવારોબી ભાગી અગર,
તો હાથ નાંખ્યા જલ્દી ગોરઝ઼ની ઉપર.
માર્યો ગુર્ઝ઼ અલ્કુસે કોહનાં સમાન,
થયો તે ઝ઼ખમથી ઝ઼વારે હેરાન.
બેહોશ થયો તે ઝ઼ખ્મથી ઝીન ઊપર,
મરંણતોલ પડયો તે ખાકની અંદર.
ઊતર્યો ઝટ અલ્કુસ ઘોડેથી ગર,
ને ચાહતો કે કાપું તેના તનથી સર.
જોયો એટલે, રૂસતમે ભાઇનો હાલ,
શીતાબ દોડયો તે તર્ફ આંતશ મીસાલ. ૮૦૦
કીધો સખ્ત અલ્કુસ ઉપર એક પુકાર,
ધ્રુંજ્યો હાથ થઈ બુઠી તેની તલવાર.
અલ્કુસે રૂસતમનો સમજ્યો પુકાર,
ગો દીલ તેનું દેખાયું ચાંમડીથી બાહાર.

પવંન માંફક બેઠો તે ઝીનની ઉપર,
અને દીલથી ભુલ્યો તે મર્દી મગર.
તે આવીને બોલ્યો કે તુંજ છે રૂસતમ?
સમજ્યો હું તેને, પણ તું તો છે કમ!
કહયું રૂસતમે કે તેં ચુંગાલે શેર,
નથી અઝમાવી જેથી બન્યોચ દીલેર.
હયાં ઝખ્મી ઝવારે બેઠો ઝીન ઉપર,
ગોરઝથી છુંદાયલો, દુઃખી, ખુંને તર.
તો પીલતનથી અલ્કુસ વળગ્યો તદંન,
કે ઝીન પરજ પેહેર્યું તુરાંની કફંન.
જો માર્યો એક નેઝો કમરબંદ ઉપર,
પણ પેશી ન શકયો તે બખ્તર અંદર.
માર્યો નેઝો એક તેંહમતને તેને સર,
કોલાહ થઈ તેનાંજ ખુંને જીગરમાં તર.
ઉઠાવ્યો ઝીન ઉપરથી નેઝાએ ગર,
અજબ જેથી થઈ ગયાં બંધે લશ્કર. ૮૦૧
નાંખ્યો ઝમીને કોહુનાં ટુકડા સમાંન,
ડર્યો જેથી તુરાંની લશકરનો જાંન.
એવીજ રીતે સાતો લડાયક દીલેર,
કે શમશીરને ખેંચી ત્યાં ગોયા કે શેર.
ને પીઠ પાછળ તેંમણી દીલાવર સવાર,
ગોરઝ ભારી લઇ ખાંધે ચાલ્યા અપાર.
અફ્રાસ્યાબે જોઈ અચરતી એ અગર,
તો ફેંકી દીલેરો તરફ એક નઝર.

ને અફ્રાસેયાબ બોલ્યો કે આંય વખ્ત,
છે ગાલેબ આં જંગમા તો શત્રુઓ સખ્ત,
લડો કરી કુશીશો ચિત્તા સમાંન,
ને એંમ કરી લંબાવો જંગ [1]બેગુમાંન.
અવાઝ તેનો સાંભળ્યો ફઓજે જે વાર,
મળી સાથે રૂસતમ પર ધસ્યા તેવાર.
એ જોઈ રૂસતમે સાતો જંગીઓ સંગ,
કીધો હુમલો એક, તુંદીથી [2]બેદીરંગ.
સેપાહ ત્યાંથી એવી નસાડી ઝબર,
હતાજ નહીં ગોયા તેનાં પગો ને સર.
કાપ્યા દીલેરોમાંથી એટલા તો હાલ,
કે એકથી બીજે નાંકે થઈ ગઈ લાલ. ૮૦૨
ને ધડ ફેંકયાં એટલાં, જગોજગ ઉપર,
કે સર સાથે, યા તનથી જુદાંબી સર.
લડાઈગાહમાં ચાલવાની જગ્યા ન રહી,
યા ફઓજને જવા રહયો રસ્તો નહી.


૧ વગર શક. ૨ વગર ઢીલ.

## અફ્રાસ્યાબનું રૂસતમથી નાંહસવું, અને રૂસતમનું પહલવાંનો સાથ, ઇરાંનમા પાછું ફરવું.

એવું જોયું તુરાંની સરદારે જ્યાર,
લડઇથી ફેરવ્યું મોંહ જલ્દી તેવાર.
લગામ તેણે ફેરવી ધરી તુર્ત રાહ,
અને દોડયો ગોયા કે વાદળ સીયાહ.
તુરત રખશ ડપટાવ્યો તહમતને યાર,
પીઠે જંગી અફ્રાસેયાબની તેવાર.
કહયું રખશને કે અરે! હોશીઆર,
નાં સુસ્તી તું જંગ વેળા કરતો લગાર.
હું તુંથીજ કરશ આય શાહાને બેજાંન,
ખુંને કરશ જંગલ, પરવાળાં સમાંન.
થયો તેઝ રખશ તુખ્મે આંતશ મુંદામ,
ગોયા પાંખો પહેલુમાં આવી તમામ.
પૂગો જ્યારે તુરાંનનાં શાહની તે પાસ,
કહયું દીલથી, આવી પૂગો વખ્ત ખાસ.
શીકારબંદથી ખોલી કમંદ રૂસતમે,
ચાહયું લાવે ફાંદામા સર આ સમે. ૮૦૩
કમંદ પડી કોલાહ ઊપર પેંચદાર,
બચાવી ગર્દન તુર્કી સરદારે ત્યાર.

બીજું, તેની રાંન નિચે ઘોડો ઝબર,
ઉછળ્યો ગો આંતશ તે જગ્યા ઉપર.
કમંદથી છુટો જંગી પીલતનની ગર,
મોંહ .ખુશ્ક ને ચેહેરો પાંણીથી તર.
દોડયા કુલ સવારો, તે પાસે નિદાંન,
હથ્યાર ભાંગેલે, ને તુટેલે રવાંન.
મીસાલે પવંન, દોડયો અક્રાસેયાબ,
ગીયો તે નદીને ઓળંગી શીતાબ.
કપાઈ ફ્રઓજ બે હીસ્સા, ઝખ્મી જીગર,
નફ્રો જોતાં ગેતીમાં પાંમ્યો [1]ઝરર.
હતા ફ્રઓજમાં જો લડાયક તમામ,
બે હીસ્સાબી પાછા ન ફ્રર્યા મુંકામ.
મુવા કંઈ, થયા ઝખ્મી તનથી તમામ,
થયા કૅદ લશકરને હાથે મુંદામ.
કમરબંદ, કોલાહ, તખ્ત, ગંજથી તમામ,
ને તેગ, ટોપ બખ્તર, ગોંહરથી મુંદામ.
ઘોડાઓબી કીંમતી, સોંનેરી લગામ,
કોલાહ, ને ઝરીન મ્યાન, તેગો, તમામ. ૮૦૪
સીવા જેજે કીમતી હતી કંઈક યાર,
મળી ચીઝ ઇરાંનીઓને બેશુમાર.
જમાવ્યું ઈરાંની સેપાહે તમામ,
કીધું શાદ દીલ બઝમ અંદર મુંદામ.
મુવેલાંથી પરહેઝ રહયા સર્વ ખાસ,
પડેલાંઓની કંઈ કીધી નાં તપાસ.

૧ નુકસાંન.

આવ્યા શીકારી જંગલે ત્યાંથી થઈ,
હરેક ઝાતના ઘોડા ને અસબાબો લઈ.
લખ્યું નામું કાઊસ પાદશાહ ઉપર,
શીકારી જંગલનુ, ને જંગનુ, ઝબર.
નથી મુવો કોઈ જંગીઓમાં સરસ,
ઝવારે પડયો ઘોડેથી તેજ, બસ.
પછી બોલ્યો પહલવાંન, ગુરગીનની પાસ,
કે કર તૈયારી ખુશી ઉમંગે ખાસ.
ને લઈ જા તું નામું કયકાઊસની પાસ,
અને જેજે બન્યું તે કેહેજે તું ખાસ.
મોકળ્યો તેંણે, સાથે હદયો તમામ,
દીધી ચીઝો નર જંગીઓને મુંદામ.
ફ-તેહમંદ મયેદાંને તે પહલવાંન,
ગયો થોભી બે હફતા રોશંન રવાંન.
ત્રીજે હફતે આવ્યા પછી શાહની પાસ,
મુંબારક જોયું તા,જબી તેનું ખાસ.
ત્રણ પાંચની ગેતીની છે એ રસમ,
સુખી એક, બીજો છે દુઃખી, દમ બ દમ.
ઘણી યાદ છે જગને ચાલાકી ખાસ,
કે હર રંગનાં કરતુકો છે જેની પાસ.
નચિંત તેથી રેહેવું નાં ખુશ વખ્તમાં,
ન ગમગીં થવું તેથી બદ બખ્તમાં.
એમ, અથવા એમ, વિટી જાએચ તમામ,
તો દાંનાવે ગમ કરવો જોઇયે શું કામ?

પ્રથમથી આં ચાલી આવીચ દાસતાંન,
તેમજ કહી, કીધી છે પુરી, બેગુમાંન.

## સોહરાબનું—દાસતાંન.

સમજ જંગ સોહરાબ રૂસતમ તણી,
સમજ એબી, સમજી બીજી તેં ઘણી.
એ વાતે થશે આંખ પાણીથી તર,
થશે નર્મ. દીલ, ખફા રૂસતમ ઉપર.
આવે કોઈ ગલીથી પવન તેઝ ગર,
નાંખે ખાકમાં લીંબુ કાચુંજ મગર.
તો કહું તેને ઝુલ્મી, યા કે દાદગર,
હુનરમંદ કહું, યા કહું, બેહુનર. ૮૦૬
છે મોંતજ જો દાદ પછી બેદાદ શું ?
છે દાદ સર્વે તો બાંગો ફર્યાદ શું ?
નથી જાણી શકતો તું ભેદ એ મગર,
છે પરદામાં શું ? તે નથી રાહ ખબર.
જવુંચ સઊને લોભી દરવાઝે ઝબર,
ફરીથી જે ખુલતો નથી લોભી [1]દર.
મરવાથીજ મળશે જો સારૂ મુંકામ,
બીજી જગમાં કરશે જેવારે આરામ.
જો મોંત કોઇનેબી પણ ગળી નાં જતે,
તો ખાક, ઝઈફ જવાંનોથી ખુંદઈ જતે.

1 દરવાઝો

જો આંતશ પ્રકાશતી વખતે અગર,
અજબ નથી, બળતો હોય પોતે ઝબર.
કારણુ સળગે ઠીક, જો સળગાવે અગર,
ગો ડાળ નવી ફુટે જુનીથી ઝબર.
ડરાંમણો આંતશ મઓતનો દંમ ઝબર,
જે કરતો નથી જવાંન ઝઇફીનો ડર.
ખુશી કાંય? જવાંન માટે ગેતીમાં આંય?
કે ઝઈફી કંઈ મઓતનો સબબ નાં કેહવાય?
તો કુચની જગા; જે વિસાંમાની નહી,
ત્યાં મોંત ખેંચે તંગ ફ઼ઝાને ઘોડે સહી. ૮૦૭
તો જાંણુ કે ઈન્સાફ છે, નથી ગ઼એર દાદ,
જો દાદજ છે તો શું છે બાંગો ફરીયાદ?
જવાંની બુઢાપો છે એક, મઓત પાસ,
ન ચાહે જો ખલલ દીંનો ઈમાંને ખાસ.
પ્રકાશ હોય ઇમાંનનો જો તુંજ દીલે મસ,
તો નોંકર થઈ ચુપ રેહેવું બેહેતર છે બસ.
આ઼જેઝીથી બંદગીનો પેશો તું ધર,
તમામ કામ કુચની તૈયારીનું કર.
કે ભેદ યઝદાંના કામે આવે નહીં,
જો તુંજ જીવને શયતાં ભમાવે નહીં.
છે જગમા ત્યાં વેર રહે આતુર મુંદામ,
તો બેહતરીથી પુગશે શેવટ મુકામ.
હવે રાસ્ત કહું છું સોહરાબની હું જંગ,
કે જંગ કેવી કીધી તેંણે બાપ સંગ.

## રૂસતમનું શિકારે જવું, અને તેનું શાહે સમનગાંન નજદીક પોંહચવું.

[1]દેહકાંનની વાતો ઉપરથી એક બયાંન,
લખુ છું હું [2]બાસતાંનમાથી નિદાંન.
હતું તેણે દાનાવથી સમજેલું યાદ,
કે રૂસતમ તૈયાર થઈ ગયો બાંમદાદ.
શીકારનો કીધો ગમગીં દીલે વિચાર,
ભર્યો તીરે ઠેલો, કમર બાંધી યાર. ૮૦૮
ને પગ રખ્શ પર મુંકયો થઇને સવાર,
દોડાવ્યો તે હાથી સુરતનાંને યાર.
તુરાંન તરફ મોંઢું કીધું તેણે એમ,
શીકાર જોવા દોડતો હોય કોઈ શેર તેમ.
આવ્યો જ્યારે તુરાં ઝમીનની તે પાસ,
કે જોયું તે જંગલ પુર ગોરખરે ખાસ.
ખીલ્યું મોંઢું તાજબક્ષનું કુલ મીસાલ,
તે હસ્યો ને ડપટાવ્યો રખ્શને ખુશાલ.
ગોરઝ, તીર, કમાં, ને કમંદથી, તેવાર,
કીધા તેણે જંગલમા કંઈ એક શીકાર.
કાંટા, કચરા, ડાળીઓ ઝાડની, તમામ,
થી સળગાવી આગ એક ભારી મુંદામ.
સળગ્યો આંતશ ત્યારે પીલતને, ખાસ,
કબાબની સીકો માટે ઝાડ લીધું પાસ.

૧ તવારીખ નવેશની. ૨ એ નામની કીતાબમાંથી.

તે ઝાડમાં પોચું એક ગોરખર ઝબર,
તેને મન ન ભારી, ગો પંખીનું પર.
તોડી ખુબ ખાધું ભુંજાયું જેવાર,
ને ઘૂડ઼ કાઢી જંગીએ હાડકાંની બાહાર.
પછી તે ગયો ત્યાંથી પાણીની પાસ,
ધરાયો, કે તેંણે સુવા કીધો કયાસ. ૮૦૯
સુતો તે નચિંતાઇથી આંસુદો થઈ,
રખશ ચરીયો પાસેનાં ખેતરમાં જઈ.
કે તેટલાંમા સાત આંઠ તુર્કી સવાર,
તે શીકારનાં જંગલે આવ્યા તેવાર.
જોયા ખેતરે રખ્શના પગ જેવાર,
કે આવ્યા જોતા જોતા નદી કીનાર.
જોયો રખ્શને ખાસ જંગલમા જ્યાર,
તો કીધી પકડવાની યુકિત અપાર.
દોડયા ચૅાતરફથી સવારો તેપર,
અને નાંખી શાહી કમંદબી ઝ઼બર.
કમંદ રખ્શે જોઈ સવારોની જ્યાર,
ઉછળ્યો તે ગોયા કે સિંહ જે઼આંગર.
ઉખેડયું એકનું તનથી દાંતોએ સર,
બેને માર્યા લાતોનાં ઝખ્મે ઝબર.
મુવા ત્રણ તે ઘોડાઓમાંથી મગર,
ન બંદમા આવ્યું રખ્શ જંગીનું સર.
તો ચૅાગમથી નાંખી તેઓએ કમંદ,
ને ગરદન કીધી રખ્શની જેથી બંદ.

ધરી શેહેરમાં તેને લાવ્યા મુંદામ,
ઈચ્છા કરવા લાગા રખશની તમામ. ૮૧૦
છોડયો રખશને ટોળાંઓમાં અગર,
કે પાંમે નફો રખશથી તે ઝબર.
સમજયુંચ, કે ચાળીસ કીધી ઘોડી વસ,
તો થઈ એક ફળવંત મુંસીબતે બસ.
જો ખુશ આબથી થયો રૂસતમ બીદાર,
તો રાંક રખશનું કામ પડયું તેવાર.
નિગાહ તેંણે કીધી તે જંગલ અંદર,
ન આવ્યો રખશ ચારો બાજુ નઝર.
જો ઘોડો ન મલ્યો, તો ગમગીં થયો,
સમનગાં તરફ તુર્ત ચાલી ગયો.
તે બોલ્યો કે પ્યાદો હું દોડી મુંદામ,
ને કયાં જાંઊ ગફલતની શર્મે તમામ.
આં કેલો, ગોરઝ, ને કોલાહ, સંગ મગર,
સજેલાં આં તેગ, બબ્રેબ્યાંને ઝબર.
કેવી રીતે જંગલ પસાર હું કરશ?
ને ચારો લડાયકોથી શું કરશ?
શું તુરકીઓ કેહેશે ચોરાયો રખસ,
સુતો તેહેંમતન ગોયા મુંરદુંજ બસ.
જવું પડશે પાછુંજ લાચાર થઈ,
હવે હુયાંથી તનહા દીલે ગમ લઈ. ૮૧૧
તોબી જોઇયે હથ્યારો ભીડવાં કંમર,
નિશાંની મળે બેયાબાંમાં અગર.

લીધાં પીઠ પર તેણે ઝીનને લગામ,
બોલ્યો મનથી પેહેલવાંન તે નેકનામ.
એવીજ રાસ્ત ગેતીની છે રસ્મ ગર,
કદી ઝીન ઉપર, ઝીન કદી પીઠ પર.
ધરી રાહા ચાલ્યો રખશને કદમ,
વિચાર તેને આવ્યા દીલે કંઈ કીસમ.
આવી પુગો શેહેરે સમનગાંની પાસ,
ખબર થઇ શાહા, બુર્ઝગોનેબી ખાસ.
કે પ્યાદો આવેચ પહલવાં તાજબખ્શ,
શિકારગાહથી નાંહસી ગયો છે જો રખ્શ.
ગયા સાંમા લેવા બુઝર્ગો ને શાહ,
ધરાવતા હતા સર ઉપર જે કોલાહ.
બોલ્યા સઉ કે છે એજ રૂસતમ શીતાબ?
યા કે છે એ ઉગતો સુફીદ આફતાબ?
શેતાબ તેની પાસે ગયો પ્યાદો શાહ,
જમી ખુબ ત્યાં અંજુમનની સેપાહ.
થયું એમ, સમનગાંનો શાહ બોલ્યો, કેમ?
ભીડી હાંમ કોણે તું સંગ લડવા એમ? ૮૧૨
આં શેહેરનાં, તાહરા નેકખ્વાહ છીયે હમ,
હાઝર છીયે તાહરા બજાવવા હુકમ.
તનો ધન છે આં, તાહારાં ફરમાંનો પર,
તાહરાંજ છે, આ બંદાઓનાં જાંનો સર.
સુંની વાત રૂસતમે તેની જેવાર,
જોયું દીલ કમી, દુશમનીથી તેવાર.

કહયું રખ્શ આં જંગલેથી મુંદામ,
ગયોચ દુર, બેડાર અને બેલગામ.
સમનગાં સુધી જોઈ પગની નિશાંન,
નદીની લીલોત્રીથી આં બેગુંમાન.
હેસાંન માંનસ લાવશે કરી જો તપાસ,
[1]એવઝ મળશે નેંકીના જાંનનારથી ખાસ.
તથા જો નહીં રખ્શ મળશે અગર,
તો કાપસ અનેક સરદારોનાં હું સર.
બોલ્યો શાહ, સરઅફ્રાઝ અયે નર મુંદામ,
તુંને કોઇ ઉડાવશે નાં કરવા એ કામ.
તું થા માહારો મેહુમાંન ગુસ્સો ન કર,
થશે ઠીક સઉ કામ તાહારૂં મગર.
કર્યે મયેથી ખુશ દીલ રાત આજે એક,
ને દીલ કર્યે ખુલ્લું ફીકરથી દરેક. ૮૧૩
તેઝી, તુંદી, આવતી નથી કામ યાર,
સાંપ આવેચ નર્મીથીજ દરની બહાર.
હ્રુપાસે રૂસતમનાં રખશ જેવો નહી,
ઘોડો નાંમવર કેથે આલમમાં સહી.
તુરત શોધી લાવશું રખશને બુલંદ,
અયે દુન્યાંને જોયલા મરદ હુંનરમંદ.
થયો તેંહેમતન તેની વાતોથી શાદ,
ફીકરથી થયો જાંન તેનો [2]આઝાદ.
જવું તેને ઘર ઠીક જોયું નિદાંન,
એ વાતે થયો શાદ દીલથી મેહમાંન.

૧ બદલો. ૨ છુટટો.

કદાચ જેથી મેળવે રખસને મુંદામ,
તેથીજ પાંમે નેકબખ્તી પાછી તમામ.
સરદારે ઉતાર્યો મેહેલ અંદર ખુશાલ.
ઉભો પોતે પાસે, ત્યાં નોકર મીસાલ.
તેડયા, શેહેરો, લશકરથી સરદારો પાસ,
તે લાયકનાં મહેફીલે બેસનારા ખાસ.
બબરચીને ફરમાવ્યું ખુંમચાઓ ખાસ,
કે લાવીને મુંકે દીલેરોની પાસ.
ખુશીની એક મીજલસ સમારી શીતાબ,
પીધો ચીની ગુલામો હાથે શરાબ. ૮૧૪
[1]તરાઝી પુતળાં, કાળી આંખ, ગાલ લાલ,
વધારતાં શરાબ, ગીતો, મોજને, ખુશાલ.
ગવૈયા મળી સાથે બેઠા તમામ,
કે ગ઼મ નાં કરે યાદ, તહમતન મુંદામ.
વધ્યો દોડ઼ મસ્તીનો, કે આવ્યો ખાબ,
તૈયાર થયો ઉઠવાને ત્યાંથી શીતાબ.
જગાહ ખાબ આરાંમ લાયક તેવાર,
કીધેલી ગુલાબ, કસ્તુરીથી, તૈયાર.
ગયો ખાબ ગાહમાં, આસુદો થયો,
શરાબથી, રાહાની રંજથી, સુઈ ગયો.

૧ તરાઝ શેહેરનાં.

# સમનગાંનના પાદશાહની બેટી તેહમીનાનું, રૂસતમની નઝદીક આવવું, અને રૂસતમનું, તેંણીની સાથે પરણવું.

શીયાહ શબનો એક ભાગ વિટયો જેવાર,
થયો ફરતાં આસ્માંને શુક્ર પસાર.
ધીમો સાદ વાતોનો આવ્યો મગર,
ઉઘડયો તે ખાબગાહનો ધીરેથી દર.
સુગંધી બતી હાથ લઈ દાસી એક,
પલંગ પાસ તે મસ્તનાં આવી છેક.
દાસી પૂઠે એક ચંદ્રમુખી અપાર,
નુરી સુર્ય સમ ને સજેલી સણગાર.
ભવાં બે કમાનો, બે ઝુલ્ફાં કમંદ,
અને સર્વ જેવી તે કદમાં બુલંદ.
બે ગાલ, ગુલની પાત્રી, શરાબી સોસંન,
બે ઝુલ્ફ, અંબર વેચનારા બેહુશ્તી તદંન.
ઝળકતાં લોલક કાંણે ખુરશીદ સમાંન,
જેમાં હતાં એરીંગો ઝુલતાં નિદાંન.
ઝબાં ગોયા ખાંડ, અને હોઠો શકર,
હતું મોંહ પ્રકાશીત મોતી, ગોહર.
ટ્રીળી પર્વાળાં નિચે ઢાંકી હતી,
થયો દોસ્ત તેનો ગો શુક્ર અતી.

રવાંન ગોયા અકલ, ને તન ગોયા જાંન,
ન માટીનો ભાગ હતો જેની દરમ્યાંન.
શેરેદીલ રૂસતમ અજબ થયો ખાસ,
કીધાં તેપર યઝદાંનાં શુક્રો સેપાસ.
પુછ્યું તેંણીને, બોલ તારૂ શું નામ?
શું શોધેચ સિયાહ રાતે, ને શું છે કામ?
જવાબ દીધો તેંહમીનાં હું છું મુંદામ,
કે બે ટુકડા થાઉચ હું ગમથી તમામ.
છું બેટી એક, શાહે, સમનગાં;ની હું,
સિંહો ને ચિંતાઓની અવલાદે છું.
ન મુંજ લાયક ગેતીનાં શાહો દરમ્યાંન,
ન આસ્માં બલુ નિચે મારા સમાંન. ૮૧૯
ન જોઈ મને કોઇએબી પર્દાની બાહાર,
અવાઝ નથી સાંભલ્યો કોઇએ લગાર.
દરેક જણથી કીસ્સા ને કાંહાંણી સમાંન,
સમજ્યું છે મેં તાહારૂ પુષ્કળ બયાંન.
કે સિંહ, દેવો, ચિંતા, મગરથીબી હાલ,
નથી ડરતો, તેવોજ છે તેઝી ચુંગાલ.
સીયાહ રાતે જાયે છે તું તનહાં તુરાંન,
ફરેચ ત્યાં, નથી ખાબ કરતો નિદાંન.
તું ખાયેચ એક ગોર્ખરને એકલો મુંદામ,
ને તેગથી રડાવેચ હવાને તમામ.
ગુરઝ હાથમાં તારા જોઇને મુંદામ,
ફાટેચ દીલ સિંહનું, ને ચિંતાનું ચામ.

જુવેચ નાંગી તલવાર તાહરી, ઓકાબ,
શીકાર કરવા પડતું નથી તે શીતાબ.
નિશાંન વાઘો પર છે કમંદની જબુન,
વાદળ ખઓફે ભાલાથી રેડે છે ખુન.
મેં સમજીચ એવી તારી વાતો અજબ,
હેરત તુંથી થઇ લીધા દાંતોમાં લબ.
જોવા ચાહતીતી ખાંધ, છાતી, ગરદંન,
રંબેજ કીધું આં શેહેરે તુંજ પાણી અંન. ૮૧૭
અગર ચાહે મુંજને તો તારી હું છુંજ,
ન જોતાં જેને માંહી, પક્ષી, તે હુંજ.
કે થઈ છું પ્રથંમ હું દીવાંની તુંપર,
કીધીચ તારા પ્યારે અકલ ગુમ ઝબર.
બીજું એ કદાચ તારાથી, કીરદેગાર,
નિશાંની દે એક બેટો પહેલુમાં યાર.
જે તું જેવો મર્દી કુવતમાં શીતાબ,
ગ્રહો જેનાં બક્ષે, સની, આફેતાબ.
ત્રીજું એ રખશ સોધી કાઢીશ મુંદામ,
લાવશ પગ તળે હું સમનગાં તમામ.
કે બોલી તે માંહુતાબ જે જે કલામ,
સુખંન તહમતને તે સમજ્યા તમામ.
પરી ચહર જોઈ એવી રૂસતમે ખાસ,
ને જોઈ અકલમંદી હરેક તેંણી પાસ.
બીજું દેતી રખશની વધાઈ અગર,
અંજામ જેનો નાં જોયો નેંકી વગર.

સરવ ગોયા ચાલતું, તેડી તેને ખાસ,
આવી નાંઝ કરતી તે પહુલવાં,ની પાસ.
હુકમ કીધો દાંના મુબેદ એક ખાસ,
આવી કરે માંગણી તેનાં બાપ પાસ. ૮૧૮
ગયો દાંના નર શાહા પાસે મુંદાંમ,
કહયા [1]"પહુલવાંને સેપાહુનાં" કલાંમ.
ખબર પોંહુચી શાહે સમનગાં,ને જ્યાર,
ખુશાળીથી દીલ તેનું ખીલ્યું અપાર.
રૂસતમની સગઇથી થયું દીલ ખુશાલ,
બુલંદ એક ગોયા સરવની મીસાલ.
દીધી બેટી પેહેલવાંનને બેગુમાંન,
રેવાઝો હતા ધર્મનાં તે સમાંન.
વિચાર, મર્ઝી, ને તેનાં હોકમ, મીસાલ,
કે ગાંઠ બાંધ્યો ખુશીની સાથે ખુશાલ.
દીધી જ્યારે પહુલવાંનને બેટી નિદાંન,
ખુશી સઉ થયાં ત્યારે અઇફો જવાંન.
ખુશાળીથી જીવ કીધો સઉએ નિસાર,
દોઆ કીધી પહુલવાં ઉપર બેશુમાર.
[2]"નવો માહુ" મુબારક તુને સર બ સર,
કપાયલાં હોજો તાહારા શત્રુનાં સર.
હક્દાર થઈ તો ખાંનગીમા સાથે ગયો,
સીયાહ શબથી બાંમદાદ સુધી રહયો.
કળી ખીલતી હારે, ભરાઈ અગર,
થયો દબ્બો માંણેકનો, મોતીથી તર. ૮૧૯

૧ ફ્ઓજ પેહેલવાનનાં. ૨ ચાંદરાતનો ચાંદ.

પડયો કતરો સીપનાં તે જડબાં અંદર,
જેની વચ્ચે જામી ગયું એક ગોહર.

જાણ્યું રૂસતમે કે તે થઈ છે ફળદાર,
પડયો પ્યારમાં દીલથી તેહમતન અપાર.

જો રોશન તે ખુરશીદે, આસ્માં બુલંદ,—
થી નાંખવાને ચાહી કસ્તુરી કમંદ.

કે રૂસતમની બાજુએ મોહોરો હતો,
જે મોહોરાનો આલમમાં શોહોરો હતો.

તે આપીને બોલ્યો કે રાખજે તું પાસ,
જો અવતરે બેટી અગર તુને ખાસ.

ગુંઢી તેનાં બાલોમાં લેજે તુરત,
જગ રોશન રૂતુ, સબકતે વખત.

સેતારાથી આવે અગર જો પીસર,
તો બાજુએ બાંધજે નિશાંને પીદર.

થશે કદમાં ગોયા [1]"સાંમે નરીમાંન,"
આદત, મરદીમાંબી, ગોયા [2]"કરીમાંન."

નિચે નાંખશે વાદળથી ઉડતાં ઓકાબ,
નાં તુંદીથી તપશે તેપર આફતાબ.

જંગ સિંહુની, બચ્ચાંનો ગણશે હુંનર,
ન હાથીની જંગથી ફેરવશે તે સર.

ગુજારી તે માહતાબ સંગ રાત ખાસ,
હરેક વાતચીતો કરી તેની પાસ.

કે ચઢયો જો ઊંચે નુરી આફતાબ,
ને મોહુબતથી સણગારી ગેતી શીતાબ.

૧૪ [1] નરીમાંનનો બેટો સાંમ. [2] નરીમાંનનો પીદર.

તો લીધી જતી વખ્ત [1]પહેલુ અંદર,
અને બોસા લીધા સર આંખો ઊપર.
પરીચહર રડતી ફરી પાછી યાર,
બની દર્દ ગમની તે ભાગ્યણ અપાર.
આવ્યો શાહા ખાંનદાંની, રૂસતમની પાસ,
વાત પુછી ખાબો આરાંમગાહની ખાસ.
વધાઈ રખ્શની દીધી, સમજી તે હાલ,
કે દીલ બન્યું તાજબક્ષનુંબી ખુશાલ.
આવ્યો, કે પસવાર્યો, 'ફ્સ્યું' ઝીન બાદ,
થયો શાહથી, ને રખ્શ નુરીથી, શાદ.
સીસતાંન તર્ફ ચાલ્યો તે વા,ની સમાંન,
ને બહુ યાદ કરતો વિટેલું આં બ્યાંન.
ગયો તે જગાએથી ઝાબુલેસ્તાંન,
કહ્યું કોઇને દીઠું, સમજેલું, ન બ્યાંન.

## સોહંરાબના જન્મ વિષેનું બયાંન, અને તેની માંદરને, પોતાની બુન્યાદ માટે પુછવું.

થયા શાહાની બેટીને માહ નવ પસાર,
આવ્યું બાળ, નુરી એક ચંદ્ર તેવાર. ૮૨૧

૧ બગલ.

ગોયા રૂસતમજ પીલતને પહલવાંન,
નરીમાંન, યા સાંમ, સંહિ બેગુમાંન.
તે હસ્યો ગુલાબી કીધું મોંહ તમામ,
સોહરાબ જેનું રાખ્યું તેંહમીનાએ નામ.
થયો માંહ એકનો, દેખાતો એક સાલ,
હતી તેની છાતી ગો રૂસતમે—આલ.
થયો સાલ ત્રણનો કે લીધાં હથ્યાર,
ને પાંચમે થયું દીલ નરે શેર અપાર.
થયો સાલ દસ, તો ન કોઈ ધર્તી પર,—
હતો કે ભીડે બાઠ તે સંગ અગર.
તને હાથી, ચેહરામાં લોહીનાં સમાંન,
ભરેલી બે બાઝુઓ, સ્થંભ બેગુમાંન.
તે દોડતો સિંહોનાં શીકારે મગર,
રમત માંફક કરતો લડાઈ ઝબર.
પૂઠે ઘોડા દોડતાની, દોડતો હતો,
અને પુછ ધરતો, કે અટકી જતો.
આવ્યો પુ,છવા એક વખત મા ની પાસ,
ને તુંદીથી બોલ્યો કે કહે મને ખાસ.
કે મુંજ સાથનાં ધાવેલાથી હું ઝબર,
છું કાંય? અને કાંય મારૂ વાદળે સર? ૮૨૨
છું કોંણુના તુખમથી, ને કોંણુની બુન્યાદ?
પુછે કોઈ પીદર, તો હું શું આપુ યાદ?
છુપાવશો જો મારેથી એનો જવાબ,
તો ગેતીમાં જીવતી ન રાખશ શીતાબ.

એ સાંભળ્યું તેંહુમીનાંએ જવાંનથી,
તો બીધી તે નામેવર પહુલવાંનથી.
સમજ વાત મારી, તે બોલી માંદર,
ખુશીથા અને હુલ્લડ઼ઈ તું ન કર.
પીસર છે તું રૂસતમે પહુલવાનથી,
કે દસતાંને સાંમો નરીમાંનથી.
જેથી તારૂ આંસ્માંથી ઊંચું છે સર,
કે છે તુખ્મથી બુન્યાંદે નાંમેવર.
કીધીચ ગેતી યઝદાંએ પયેદા તેવાર,—
થી પયેદા નથી, જેવો રૂસતમ સવાર.
દીલે સિંહ, તને મસ્ત, હાથી, ઝબર,
જે ખેંચે છે નિલનાં દર્યાથી મગર.
નાં સાંમ નરીમાંન જેવો ગેતી. અંદર,
અડ઼કયું ન આંસમાનેબી જેનું સર.
પછી નામું જંગી તે રૂસતમનું એક,
કે લાવી દેખાડયું તેંણે છુપું છેક. ૮૨૩
ચળકતાં ત્રણ યાકુત, ને ઠેલી ઝરીન,
ઇરાંનથી જે મોકળીતી બાપે યકીન.
કે જ્યારે તું અવતર્યો મા થી મુંદામ,
મોકલ્યાં હતાં બાપે સાથે પેગ઼ામ.
સંભાળીને રાખજે એ ચીઝો બુલંદ,
પીદરે તુંજ મોકળી છે અયે હુંનરમંદ.
તો રાખજે ઇધાંણી તરીકે મુંદામ,
કે આવશે તુને કોઇબી દહાડો એ કામ.

પીદર જાંણશે તાહરો કે તું અગર,
નીકળ્યોચ સરઅફ્રાઝ જંગી ઝબર.
તો તેડી ઝરૂર તે તુને લેશે પાસ,
દુ:ખી દીલ જુદાઈથી થશે મા નું ખાસ.
વળી બોલી અફ્રાસેયાબ આં સુખન,
ન થાય એ'મ કે, જાંણી લીયે તે તદન.
છે નાંમેવર રૂસતમનો શત્રુ મુંદામ,
જેનાથી છે માતમમાં તુરાં તમામ.
ન થાય એમ કે તું પર બને કીનાંવર,
તબાહ કરે બાપનાં કીનામાં પીસર.
સોહરાબે કહયું કે એ ગેતી અંદર,
નથી વાત રેહવાની છાંણી મગર. ૮૨૪
લડાયક એવી હોય જો અવલાદ યાર,
તો મુંજથી છુપાવવામાં શું નિકળે સાર?
છુપાવી એ મારેથી રાખી શું કામ?
તારીફને લાયક ઉંચી તુખ્મ તમામ?
લડાયક બુઝર્ગોની બાસતાંનથી,
છે વાકેફ આં રૂસતમનાં દાસતાંનથી.
હવે જંગી તુરકીઓનું હું મુંદામ,
જમાવ હું કરશ મોટું લશ્કર તમામ.
જવશ લેવા કીનો ઈરાં ઝમીં કુલ,
ઉડારશ માહતાબ સુધી કીનાની ધુલ.
ઉઠાડશ તખતથી કાઉસને મુંદામ,
કાપશ પગો તુસનાં ઈરાંથી તમામ.

ન છોડશ ગુદર્ઝ, નેક સરદારો ગર,
ને પહલવાંનો, જંગીઓ, ને નાંમેવર.
ને રૂસ્તમને દેવશ તાજો, તખ્ત, ઝર,
બેસાડશ શાહ કાઉસનાં તખ્ત ઉપર.
ઈરાંનથી તુરાં તર્ફ લડવા જવશ,
ને શાહ સાથે લડવાને ઉભો થવશ.
તખત છીનવી લેવશ અફ્રાસ્યાબથી,
કરશ ઉંચો નેઝો હું આફ્તાબથી. ૮૨૫
કરશ બાનું ઈરાંનની તુને તમામ,
અને કરશ જંગમાંબી સિંહોના કામ.
જો રૂસ્તમ છે બાપ અને હું છું પીસર,
તો એકબી ન હોય ગેતીમાં તાજવર.
પ્રકાશતા હોય જ્યારે કે ખુરશીદ માહ,
તો શું કામ સેતારાની ઝળકે કોલાહ.

## સોહરાબનું ઘોડો પસંદ કરવું અને તેનું કાઉસનો લડાઈ માટે લશ્કર ખેંચવું.

કહ્યું જંગી સોહરાબે માદરની પાસ,
તું કારકીર્દી જોશે હવે મારી ખાસ.
જવા માગું છું હું ઈરાં સર ઝમીન,
કે જોઉ નામવર મુંજ પીદરને યકીન.

કે જોઇયે મને એક ઘોડો દોડનાર,
ખરી જેની લોખંડી [1]સંગ ફોડનાર.
ઝોર અંદર હાથી, પક્ષીની ચલણ,
કે આબ અંદર મચ્છી, ઝમીનપર હરણ.
જે ઉંચકે કુહાડી, ગોરઝને, વઝન,
તથા મારી પેહલવાની છાતી, ગર્દન.
ન હોય કદી પાઉપ્યાદો જંગનો કરનાર,
જવું જોઇયે શત્રુ સામા થઈ સવાર.
બેટાથી એ માદરે સમજી ખબર,
ખુરશેદ સુધી પોંહચ્યું ત્યારે તેનું સર. ૮૨૬
કહ્યું તેણીએ ગોવાળ્યાને ખરે,
ઘોડાઓના ટોળાંઓ હાઝર કરે.
પસંદ કરે ઘોડો જેમાંથી સોહરાબ,
સવાર થાય જંગ વેળા તે પર શીતાબ.
ઘોડાઓના ટોળાંઓ ફરતાં હતાં,
જે પહાડ અને જંગલમાં ચરતાં હતાં.
તે શેહેરમાં લાવ્યાથી સોહરાબ નરે શેર,
કમંદ એક પકડીને આવ્યો દીલેર.
ઘોડો જોતો માટેલો, ને કુઉવત મંદ,
નાંખતો તેની ગરદનમાં વાંકી કમંદ.
અઝમાયશનો ફેરવતો જે ઉપર હાથ,
તે ઘોડાનું પેટ લાગતું ઝમીનની સાથ.
થયા તેનાં બળથી કંઇ ઘોડા બેઝાર,
તેને લાયક મલ્યો ન ઘોડો ઝીનહાર.

[1] પત્થર.

તેને લાયક મલ્યો ન કોઇબી રખસ,
થયો તંગ દીલ નામવર ત્યારે બસ.
શેવટ અનજુમનમાંથી જંગી એક ખાસ,
બોલ્યો તુરત આવી તે પીલતનની પાસ.
ધરાઉચ એક વછેરો રખશની ઓલાદ,
જે ચાલવામાં તીર અને દોડવામાં [1]બાદ. ૮૨૭
છે દોડવા, ને ચાલવામા આફતાબ બસ,
નથી જોયો તેઝ એવો કોઇએ રખસ.
ઝખ્મે ખડીથી [2]ગાવમચ્છી બેઝાર,
પાહાડની સુરત, કુદવામાં વીજ, અપાર.
એક પહાડના જેવો તે વછેરો છે હાલ,
જે દોડે છે જંગલમાં પક્ષી મીસાલ.
ગોયા કાગ છે પાહાડ ઉપર તેની ચાલ,
દર્યામાં છે મચ્છી બટકની મીસાલ.
કમંદમાનો તીર છે તે જંગલ દરમ્યાન,
દુશ્મન પાછળ દોડી ધરેચ બેગુમાન.
તે નરના કહેવાથી થયો ખુશ સોહરાબ,
હુઆ કીધા ગાલોને ખીલતા શીતાબ.
તુરતજ તે ખુબસુરત ઘોડાને ખાસ,
બીન દહેશત લઈ આવ્યો સોહરાબની પાસ.
કીધી તેની પોતાના બળથી તપાસ,
નીકળ્યો તે લાયક કુવતમંદ ખાસ.
પ્રથમ પસ્વારી ઝીન બાંધ્યુ ઝબર,
જંગી જાયો જંગી બેઠો તે ઉપર,

૧ હવા. ૨ ઝમીનનુ પેટુ.

બેસતુન પાહાડ જેવો બેઠો ઝીન ઉપર,
લીધો નેઝો સ્થંભની મીસાલે ઝબર. ૮૨૮
ખુબીવંતો સોહરાબ બોલ્યો તેવાર,
રખશ હાથ આવ્યો છે એવો જેવાર.
તો લાયક છે જલદી સવારી કરૂ,
સીયાહ દહાડો કાઉસનો ભારી કરૂ.
એટલું બોલી શાહા તેને ઘરની લીધી,
ઇરાંનીથી જંગની તૈયારી કીધી.
સીપાહ ભેગી થઈ અંજુમનની ચોપાસ,
કારણ [1]તેગઝન હતો બુન્યાદે ખાસ.
ગયો લેવા રૂખસત મમાવાની પાસ,
મદદ તેની માગી હુકમ લીધો ખાસ.
તૈયારી જોઈ શાહે સમનગાંને જ્યાર,
બખશ્યો સામાન હર તરેહનો તેવાર.
તાજો, તખ્ત, કોલાહ, અને કમર બંદ,
ગોહર, ઝરને, ખચ્ચરને, ઘોડા, બુલંદ.
લડાઇનો કુલ સામન ને રૂમી બખ્તર,
અજબ થયો દુધમળ બેટાથી ઝબર.
બોલ્યો દસ્ત દાદ સખાવતનો તમામ,
કરી આપ્યો સઉ શાહી દોર ને દમામ.
અફ્રાસેયાબની નઝદીક એ થઈ જો ખબર,
કે કીશતી સોહરાબે છોડીચ આબ પર. ૮૨૯
અંજુમનનું લશકર થયુંચ એક ઝબર,
ઉઠાવ્યુંચ ચમનનાં સરવ જેવું સર.


૧-તેગનો મારનાર.

હુજી આવેચ મોંઢામાંથી દુધનો વાસ,
તોબી તીર, શમશીરનો, કીધો છે કયાસ.
ઝમીન સાફ ખંજરથી કરવા અપાર,
કાઊસ સાથે લડવાનો રાખેચ વિચાર.
અંનજુમનનું લશકર થયું છે ઝબર,
નથી તેને કંઇબી ઝરા કોઇનો ડર.
સખુન શું વધુ એથી કહીયે આવાર,
વધુ કીર્તિ બુન્યાદથી નિવડીચ અપાર.
જે કોઈબી તેહમતનની બુન્યાદ થશે,
વિચાર રાખવો નહી, કે તે નબળો હશે.
ખબર એની થઈતી તે સરદારની પાસ,
તેહમીના, ઝાલેઝરના રૂસતમની, ખાસ.

## અફ્રાસિયાબનું સોહરાબની નઝદીક લશ્કર સાથ હદયો અને નામું મોકળવું અને તેને ઇરાંનીઓ સામે લડવા માટે ઊસ્કેરવું.

અફ્રાસિયાબે સમજી એ વાતો જે વાર,
તો આવી પસંદ, હસ્યો ખુશ થઈ અપાર.
જંગી ફઓજી સરદારોમાંથી તેવાર,
ચુંટી કાઢયા ભારી ગોરઝ ફેરવનાંર.

હોમાન, અને બારમાનના, જેવા સરદાર,
જે સિંહની લડાઈમાં લગાડતા ન વાર. ૮૩૦
દીલેર પેહેલવાંનોમાંથી બાર હઝાર,
પસંદ કરી ફ્રઓજ સાથે આપ્યા તે વાર.
સરદારે કહ્યું ફ્રઓજી પહેલવાનો પાસ,
કે રાખજો તમે ભેદ છુપ્યો આ ખાસ.
તે બોલ્યો કે તરકીબ આ ગેતી દરમ્યાન,
છુપાવેલી રાખવી ઘટેચ બેગુમાન.
ન થાય એમ કે બેટો પીછાણે પીદર,
લોહીથી કે અવલાદના પ્યારથી ઝબર.
લશકર જંગી મોકલું છું હું તેની પાસ,
ઈરાંનપર ચઢઈ કરશે જે લઈને ખાસ.
સાંમસાંમા થઈ જશે તે બેહુ જેવાર,
લાચાર થશે તેહમતન ત્યાં બેશક તેવાર.
કેવું સારૂ! બાહદુર તે ઝઇફ પેહેલવાંન!
મરે શેરે નરના હાથે બેગુમાન.
તો રૂસતમ વગરનું તે જીત્યે ઈરાંન,
ને કાઊસનેબી, ઝેર કરીયે આસાંન.
રસ્તો કરશું તે પછી સોહરાબનો નેક,
લાંબી ઉંઘમાં નાંખશું તેને રાતે એક.
હાથ બાપને માર્યો જશે તે અગર,
સદા જળતું રેહેશે દીલે નામવર. ૮૩૧
ગયા તે બે હુશીયાર પેહેલવાનો ખાસ,
ઉમંગથી ભરેલા તે સોહરાબની પાસ.

હદયો હતો પાદશાહનો આગળથી ખસ,
અસબાબ સાથે દસ ઘોડા, ખચ્ચરબી દસ.
કે કેરબાનું તાજને પીરોજાનું તખ્ત,
મોતી તાજમાં, પગ હાથી દાંતના સખ્ત.
ફરેબ ભર્યું, દીલપસંદ નામું એક ખાસ,
લખીને મોકલ્યું તે નામવરની પાસ.
કરે હાથ અગર તું ઇરાંનનું તખત,
રાહત પામે જંગથી ઝમાનો તરત.
હયાંથી, ત્યાંનો રસ્તો નથી દુર છેક,
છે ઈરાંનને તુરાંન સમનગાંન એક.
જેટલી એઇએ તેટલી હું મોકલું સેપાહ,
તું બેસ તખ્ત પર મુંકી માથે કોલાહ.
હોમાન, અને બાર્માન, જેવા આ તુરાંન,-
માં બાહદુરને સરદાર નથી બેગુમાંન.
આ [1]"તર્ખાને ચીની" તથા લાખ ત્રણ,
લડાઈના અનુભવી પેહેલવાંનો પણ.
તાબે તારે મોંકલું છું હું બેગુમાન,
વખત થોડો રેહેશે જે તારા મેહમાન.
વીચાર જંગનો કરશે તો કરશે તે જંગ,
જહાંન કરશે દુશમન ઉપર તારા તંગ.
હદયો,એ ને પાદશાહાનું નામું લઈ હાથ,
ગયા ઘોડા ખચ્ચરને અસબાબો સાથ.
આવવાની તેના થઈ સોહરાબને ખબર,
જવા સામા લેવાને બાંધી કમર.

૧ એ નાંમનો સરદાર.

હોમાન પાસ મમાવાને લઈ વા મીસાલ,
ગયો, ફોજ જોઈ થયો દીલથી ખુશાલ.
જોઈ ખાંધ ગર્દન હોમાને જેવાર,
અજાયેબીથી દંગ, તે બન્યો તેવાર.
નામું આપ્યું તેણે તે પાદશાહનું હાથ,
હદયો, ઘોડા, અસ્બાબના, ખચ્ચરો સાથ.
સવાર બાહદુર સરદાર બોલ્યો હોમાન,
સોહરાબને, કે અય, શેરેનર પેહેલવાન.
તું વાંચ શાહેતુરાં ઝમીનનું ફરમાન,
ને જોકે શું ફરમાવેચ તેનાં દરમ્યાન?
જહાંનજુએ વાંચ્યું તે નામું જે વાર,
ચલાવ્યું તુરત ત્યાંથી લશ્કર તે વાર.
અનુભવી પેહેલવાંનો દુન્યા જીતનાર,
થયા તેઝી ઘોડાઓ ઉપર સવાર. ૮૩૩
નગારાંને ઠોકી અને કુચ કરી,
થઈ ગેતી લશકર ને હોહા ભરી.
નથી કોઇને લડવાની તાકાત અગર,
સામે આવે સિંહ, કે મગરમચ્છ, ઝબર.
ઇરાંન ઝમીન લશકર ચલાવ્યું તમામ,
આબાદ શેહેરો બાળતો, ન રાખતો મુદામ.

# સોહરાબનું "સપીદ" કીલ્લામાં પોંહચવું અને તેનું હજીર સાથે લડવું. અને તેને પકડવું.

હતો કીલ્લો એક જેને કેહેતા સપીદ,
હતી ઈરાંનીઓની જે પર ઉમીદ.
કીલ્લાનો ચોકીબાંન જંગી હજીર,
કુવત, દીલ, ગોરઝ, તીર, સાથનો દેલીર.
હતો ઝઈફ ગઝદહમ ત્યાં કોટવાલ યાર,
હતો જંગીઓમાં ન કોઈ જોડીદાર.
હજીર તે સરદારનો થતોતો દાંમાદ,
કેશ્વાદ મુબારકથી હતી જે અવલાદ.
કે તે વખ્તે ગોસ્તેહમ નાંદાન હતો,
પણ બચપનથી બાહદુર હીંમતવાન હતો.
હતી બેહેન જંગી સવારી કરનાર,
હુંનરમંદ, બાહાદુર, નેઝાની ધરનાર.
હજીર થયો વાકેફ તે લશ્કરથી જ્યાર,
બખતર પેહેર્યું સિંહની મીસાલે તે વાર. ૮૩૪
આવી પોંહચ્યો સોહરાબ તે કીલ્લાની પાસ,
દેલાવર હજીરે જોયો તેને ખાસ.
તુરત બેઠો ઘોડે ગરદની સમાન,
ગયો દોડી કીલ્લાથી જંગને મયદાન.

પુકાર માર્યો તેણે તુરકી ફ્રઓજ ઉપર,
પેહલવાનઝાદો જંગી એમ બોલ્યો મગર.

કે પહલવાં, અનુભવી, જંગી, તમામ,
દીલેરોના સરદાર, છે કોણ મુદામ?

કીનાને મયદાન આવે મુંજ સામે જોઈ,
જંગી ફ્રઓજના સરદારોમાંથી કોઈ.

તેની સાંમે લડવાને કોઈ નહીં જતો,
તે ઉંચો ઝોરાવર કુવતમંદ હતો.

જોયો તેને જંગી સોહરાબે જે વાર,
ગુસ્સે થઇને ખેંચી કીનાની તલવાર.

લશકરમાંથી દોડયો તે સિંહ માફક બહાર,
દીલેરીથી આવ્યો હજીર પાસે યાર.

કહયું જંગ જોયલા હજીરને કે ઉફ!
તનહા આવ્યો જંગમાં અરે બેવકુફ?

તનહા આવ્યો બેહુદો, જંગમાં શું કામ?
કે નાઝ કરતો, જંગે મગરમા મુંદામ!

શું નામ, કોણ બુન્યાદ, ને છે કોણ તું નર?
રડવુ પડશે માદરને તાહારી ઉપર.

હજીરે જવાબ દીધો કે બસ આ વાર,
લડવા તુર્કીઓથી ન જોઇયે કોઈ યાર.

હું જંગીને જીતનાર સ્વાર હું દીલેર,
કોંહલાં જેવા થાય છે, મારી સામે શેર.

સરદાર હું હજીર છું, દેલાવર તમામ,
હમણાં સર ઉખેડું છું, તનથી મુદામ.

ને મોકલું છું આલમના પાદશાહની પાસ,
ખાઈ જશે આ તાહારૂ તન ગીધો ખાસ.
એવી વાતોથી ખુબ હસ્યો સોહરાબ,
તુરત જંગ તરફ કીધું મોહું શીતાબ.
શીતાબ માર્યા નેઝા પર નેઝાઓ સહી,
કે એક બીજા વચ્ચે જણાતું તું નહી.
આતશ જેવો ધસ્યો પીલતન પેહેલવાન,
દોડાવ્યો ઘોડો તેણે કોહની સમાન.
હજીરે માર્યો નેઝો કંમર ઉપર,
પણ નેઝો થયો નહીં તેમાં કારગર.
હટાવ્યો નેઝો, સિંહ સોહરાબે ઝબર,
ને નોંક મારી નેઝાની કંમર ઉપર. ૮૩૬
ઉંચકી લીધો ઝીન પરથી વા ની મીસાલ,
અને કીધો દીલથી ન તે વિષે ખ્યાલ.
એક પાહાડના ટુકડા જેવો નાંખ્યો ઝમીન,
થયાં જેથી જીવ અને દીલબી આધીન.
ઉતરી ઘોડેથી બેઠો સીના ઉપર,
અને તનથી કાપવા ચાહયું તેનું સર.
કોશેશ કરી ફર્યો જમણા હાથ ઉપર,
સોહરાબની પનાહ માગી થઈ રંજતર.
તો હાથ ખેંચ્યો દીધું જીવતદાન યાર,
તે ખુશ થયો, તો દીધી નસીહત અપાર.
તેને બાંધ્યો બંધોથી જંગીએ ખાસ,
અને તેને મોકલાવ્યો હોમાનની પાસ.

અજબ રહયો તેના એ કામે હોમાન,
ધરી લીધો એવા દીલેરને આસાન.
કીલ્લામાં હજીરની ખબર થઈ ખરી,
ધરી લઈ ગયાચ તેઓ કએદી કરી.
ઉઠયા મર્દો જનના ત્યાં શોરો પુકાર,
હજીર ગુમ થયોચ અંનજુમનમાંથી યાર.

## સોહરાબની ગોર્દઆફ્રીદ સાથની જંગ.

વાકેફ થઈ જો ગજદમની બેટી જે વાર,
કે પકડાયો છે અનજુમનનો સરદાર. ૮૩૭
તો થઈ ગમગીં માર્યો દરદથી પુકાર,
ને હાય સર્દ મારી એક દીલથી અપાર.
ગોયા હતી ઓરત તે જંગી સવાર,
હમેશાં લડઇમાં હતી નામદાર.
કે ગોર્દઆફરીદ . હતું તેણીનું નામ,
ન જંગમા કોઇએ એવી જોઇતી મુંદામ.
હજીરના કામે પોંહચી શરમીંદગી કુલ,
થયા ગાલો લાલ ગોયા ખેરૂના ફુલ.
લડાયક સવારોનું પેહડયું બખ્તર,
હતું કામ ધીલનું નહીં સર બ સર.
બખ્તર નીચે છુપાવ્યાં જુલ્ફાં તમામ,
રૂમી કોલાહ મુકી સર ઉપર મુદામ.

કીલ્લાથી નીચે આવી સિંહની સમાન,
રાન નીચે ઘોડો, કંમર પર [1]"મયાન."
આવી ગર્દ માફક તે ફ્રૌજ સામે જ્યાર,
પુકારતાં વાદળ માફક મારયો પોકાર.
કે છે કોણ પેહેલવાં? ને સરદાર કોણ?
છે જંગી લડાયકોમા યાર કોણ?
કે મુજ સાથે એકલો આ જંગને દરમ્યાન,
કરે જંગ દેલાવર મગરમચ્છ સમાન. ૮૩૮

લડાયક સરઅફ્રાઝ લશ્કરથી સહી,
કોઈ પણ તેણીની સામે આવ્યું નહી.
સિંહ મારનાર સોહરાબે જોઈ તેને જ્યાર,
હોઠ કરડી દાંતોમાં હસ્યો તે વાર.
બોલ્યો આવ્યુંચ ગોરખર ફરી હાલમાં,
શમશીર, કુવતના સાહેબની, જાલમા.
બખ્તર પેહેડ્યું, ને માથે મુંકી ખુશાલ,—
ચીનઈ ટોપ એક, ને પવંનની મીસાલ.
આવ્યો દોડતો જલદી ગોર્દઆફ્રીદ પાસ,
જોયો કમંદ નાખનારી છોકરીએ ખાસ.
છાતી ખીલવી ચીલ્લો ચઢાવી કમાંન,
મુરગ જેના તીરથી ન બચતું આસાંન.
વરસાદ તીરનો વરસાવ્યો સોહરાબને અંગ,
ડાબી, જમણી, કીધી સવારોની જંગ.
સોહરાબે જોયું શરમ લાગી મગર,
ગુસ્સે થઈ ઉતરયો લડાઇમાં ઝબર.

૧-કમરબંદ.

ધરી ઢાલ સર પર ને સામો થયો,
તે જંગ વેળા જોશ અંદર આવી ગયો.
ગોર્દઆફ્રીદે જોયો હરીફનો એ હાલ,
કે તેઝ થયો છે ગોયા આંતશ મીસાલ. ૮૩૯
કમાંન ચીલ્લાવાળી મુંકી બાઝુ પર,
ઉછાળ્યો ઘોડો આસ્માંન તક ઝબર.
કીધી નોંક નેઝાની સોહરાબની પાસ,
લગામ, અને ભાલો, કીધાં તેઝ ખાસ.
છેડાયો ચિત્તા માફક સોહરાબ તે વાર,
જોયો જંગમાં છલ કરતો શતરૂને જ્યાર.
લગામ તેણે હીલાવીને ડપટાવ્યો અસ્પ,
મીસાલ આવી લાગ્યો તે આઝર ગોશસ્પ.
થયો ગુસ્સે સિંહ જેવો તુન્દી કરી,
ને નેઝાની નોક તેણી સામે ધરી.
લીધો હાથમાં નેઝો જીવનો લેનાર,
કીધો ભાલો પીઠ પાછળ તેણે તેવાર.
માર્યો નેઝો ગોર્દાફ્રીદને કમરબંદ,
ફાડુ તનનું બખ્તર તુરતજ બુલંદ.
ઉંચકી ઝીન ઉપરથી દડીની સમાંન,
હુવા માંફક લાવ્યો તે નિચે, ચોગાંન.
ગોર્દાફ્રીદે પેચ ખાધો ઝીનપર જેવાર,
કે ખેંચી એક મ્યાંનમાંથી તેઝી તલવાર.
કીધા ટુકડા બે મારી નેઝા ઉપર,
બેઠી ઝીન ઉપર ધુળ ઉડી રહી ઝબર. ૮૪૦

ગમી નહી તેણીને તેની સંગ લડઈ,
તો મોંહ ફેરવી તેથી, શીતાબ નાહસી ગઈ.
તે સરદારે અઝદહાને સોંપી લગામ,
ગુસ્સાથી અંધારી કીધી જગ તમામ.
આવ્યો તેની નજદીક પુકારો કરી,
ઉંચકી ટોપ સરથી ઘસારો કરી.
જેથી ખુલ્યા બખતરના બંદમાથી બાલ,
ઝળકતો થયો ચેહેરો ખુરશીદ મીસાલ.
સોહરાબે જોયું એ છે ઓરત મગર,
તાજ લાયક છે, તેનું બાલ ભર્યું સર.
અજબ થઈ બોલ્યો કે ઈરાંની લશ્કર!–
થી ઉતરેચ એવી નાર જંગની અંદર!
તો જંગી સવારો લડઇને દીવસ,
વાદળ તક પુગાડતા હશે ધુળ બસ.
ઈરાંની ઓરત એવી જંગી છે જ્યાર,
તો કેવાક હશે મર્દો જંગના કરનાર.
શીકારબંદથી પેંચીદા ખોલી કમંદ,
નાખી ફંદામાં થઈ કમર જેથી બંદ.
કહયું મુંજથી છુટવા ન કરતી કોશેશ,
રે! માહારૂખ જંગ કાં કરેચ તું વિશેશ? ૮૪૧
તું જેવું ગોર્ખર થનાર નથી બંદ,
ન ઝોર કરી છુટશે તું બંદથી બુલંદ.
તેજ વખતે ગોર્દાફ્રીદે ખોલ્યો ચહર,
કારણ કે ન ચારો હતો તે વગર.

ચેહરો દેખડાવી બોલી કે અય દીલેર,
દીલેરોની વચ્ચે મીસાલે એ શેર.
જુએ છે બેઉ લશકરો આ જંગ મુદામ,
કે કારકીર્દી, શમશીર, ગોરઝની, તમામ.
ખુલ્યાચ મારા મેં બાલ ચેહરો જેવાર,
તો કુલ ફઓજ બોલશે તારે માટે યાર.
કે મયદાંને જંગમા તેં ઓરતની સંગ,
વાદળ સુધી ધુળ ઉડારી કીધી જંગ.
ન ખંત કરવી જોઇયે છે બાબતમા આય,
પુગે જેથી નાંમોશી એવું ન થાય.
શરમ પોંચે નહીં તુને મુજ ખાતર માન,
એ સફ બાંધી ઉભેલાં લશ્કર દરમ્યાન.
માટે રાખ્યે છુપ્યું, ભલુ છે એ ખાસ,
ડાહપણ રાખવું જોઇયે સરદારોએ પાસ.
તાબે તાહારે લશ્કર ને કીલ્લો છે સહી,
સુલેહ બાદ જંગ કરવી જોઇએ નહી. ૮૪૨
જેમ ઇચ્છા છે તેમજ તુ આવશે જેવાર,
તો તાહારાંજ છે કીલ્લો, ને ગંજ, ચોકીદાર.
રૂખસારો જો દેખડાવ્યા સોહરાબની પાસ,
ઉન્નાબ હોઠોથી મોતી દેખડાવ્યા ખાસ.
હતી ગોયા બેહેસ્ત અંદર તે ગુલસીતાન,
ન રોપ્યું સરવ દેહકાંને કદ સમાન.
બે આંખ હતી સાબર, ભવાં બે કમાન,
ગોયા ખીલતી રેહતી હંમેશ બેગુમાન.

ફસી તેના દીદથી ગયું તેનું દીલ,
બલા ભર્યો દાબરો થયું તેનું દીલ.
કહયું કે વચનથી ના ફરતી અને,
જોયો છે જો જંગની વેળા તેં મને.
ક઼ીલ્લાની [1]સફીલપર ન રેહેતી નચિત,
નથી ઉંચો આસ્માં બુલંદથી ખચિત.
તોડશે એને મુંજ ગુર્ઝનાં ફટકા સહી,
ગર્દન તક પુગશે નેઝો શત્રુનો નહી.
લગામ પછી ફેરવી ગોર્દાફ્રીદે ખાસ,
હાંકયો સરફરાઝ ઘોડો ક઼ીલ્લાની પાસ.
સોહરાબ પણ હતો તેણીની સાથે ખાસ,
ગઝદમ આવ્યો ક઼ીલ્લાના દર્વાઝા પાસ. ૮૪૩
ખોલ્યો ક઼ીલ્લાનો દર તો ગોર્દાફરીદ,
આવી ક઼ીલ્લામાં ઝખ્મી તન નાઉમીદ.
ગ઼મગીન બની બંધ કીધો ક઼ીલ્લાનો દર,
દીલ બન્યું ગ઼મભર્યું આંખ ખુને તર.
હજીરને, ગોર્દાફ્રીદના, દુઃખથી સુંદામ,
થયાં ઝ઼઼ઇફો જવાન, દર્દભર્યા તમામ.
ગઝ઼દહમ આવ્યો બેટી ગોર્દાફ્રીદની પાસ,
કે નામદારો ને જંગીઓ સાથે ખાસ.
કહયું સિંહને મારનારી અય દીલની નેક,
તું ખાતર હયાં ગ઼મગીન હતાં દીલ દરેક.
કીધી જંગ તેં સીફતો ટલાવતથી સહી,
થયું ઠીક કે ખાંનદાનને એબ લાગી નહી.

[1] દીવાલ પર.

બુલંદ આંસમાનના સાહેબના શુકર,
કે શત્રુથી પોંહચ્યું ના જીવને ઝરર.
હસી ત્યારે ગોર્દાફ્રીદ બેશુમાર,
આવી ક઼ીલ્લા ઉપર ને જોઈ ફોજ તૈયાર.
સોહરાબને જોયો ઝીન ઉપર બેશુમાન,
તો બોલી કે અય તુરાંની પહલવાન.
હવે પાછો ફર દુઃખી થાય છે શું કામ?
વિચાર છોડ મયદાંને જંગનો તમામ. ૮૪૪
સોહરાબે કહયું તેને અય ખુબ ચહર,
ક઼સમ તખ્ત, તાજોના, માહાના, મહર.
કે ખાકમા આ ક઼ીલ્લાને મેળવી દેવસ,
સીતમગર તુને હાથમાં હું લેવસ.
તું અફલાશે, પટકાશે, થઇને લાચાર,
તો પસ્તાસે બેહુદી વાતે અપાર.
ન કામ આવશે પસ્તાશે કોઈ તે દરમ્યાન,
લુટશે તારી કોલાહુ જો ફરતું અસ્માન.
ગયો કયાં હવે ક઼ઓલ દીધો તમામ?
ગુર્દાફ્રીદે સાંભળ્યા એવા કલામ.
અફસોસ સાથે બોલી હસીને સવઈ,
ઇરાનીથી તુર્કી ન મેળવે સગઈ.
એમજ હતું તું માટે હું નહી હતી,
માટે રંજો અફસોસ ન કર ગ઼મ રતી.
ખરૂં છે કે તું નથી તુર્કી નસલ,
કારણ પામ્યોચ મોટાંમાં મોટાઈ અસલ.

ખભાં, ગર્દન, બાઝુંને, બળ, સાથે માન,
ન થઈ શકતો કોઇ તારો જોડયો પેહલવાંન.
પણ એ વાતે વાકેફ થશે જ્યારે શાહ,
કે તુરાંનથી લાવે છે પેહલવાન સીપાહ. ૮૪૫
તો શાહનશાહ ને, રૂસતમ કરશે ઇંતેઝામ,
ન તહમતન સામા તમો ટકશો મુદામ.
એકબી જીવતો રહેશે ન લશકર અંદર,
કોણ જાણે શું પડશે આફત તું સર.
અફસોસ કે ખભાં, ને ગર્દન, એવી લઈ,
છુપાશે ચિન્તાઓના પેટામાં જઈ.
ભલું તારૂ છે ફોજને હુકમ કર,
પાછો ફર તુરાં સુરતે નામવર.
ન રહે એટલો મુંશ્તાક બાઝુ પર એ.
કે સીંગ ગાયના નાદાં તેનેજ ભારી છે,
એ સમજીને શર્માયો સોહરાબ માન,
કે કીલ્લો મુજ પંજામાં આવ્યો આંસાન.
તે કીલ્લાની હેઠળ એક જગ્યા હતી,
જ્યાંથી કીલ્લામા ખોરાકી કુલ જતી.
તારાજ કીધાં તે જગ્યા, ખેતી, અપાર,
થોડી પલ બુરાઇનો કીધો દુર વિચાર.
તે બોલ્યો અસુરૂ થયુંચ આજે આહ,
લડઈથી થયાચ હાથ માહારા કુતાહ.
કરશ કીલ્લો ધુળ બાંમદાદે ઝબર,
શોરેજંગ મચાવી હું કીલ્લા અંદર. ૮૪૬

એમ કહીને ચાલ્યો તે ફેરવી લગામ,
લીધો રસ્તો છાવણીનો તેણે મુદામ.

## ગઝદહમનું કાઊસ ઊપર નામું, અને તેનું સોહરાબની પહલવાંનીની હકીકતનું દરશાવવું.

સોહરાબ ફર્યો કે ઝઈફ ગઝદહમે યાર,
ત્યાં લખનારો લાવી બેસાડયો તેવાર.
ને લખ્યું એક નામું તે પાદશાહાની પાસ,
રવાંના કીધો જડપી કાસદને ખાસ.
અવલ કીધી પાદશાહાની ઉપર સેપાસ,
ઝમાનાની ગરદીશ વિષે લખ્યું ખાસ.
કે ફઓજ એક જંગી આવીચ હુંમ ઊપર,
લડાયક ને બાહદુરોની સર બ સર.
હરોલ જેની છે એક પહલવાં ઝબર,
નથી સાલ ચઊદથી વધારે ઊમર.
સરવ જેવો કદમાં છે ઊંચો મુંદામ,
છે આફતાબ નુરી, સુરતમાં તમામ.
સીનો ગોયા સિંહ, ઢબ અમીરી છે સાથ,
ઈરાંનમાં ન જોયો એવો ગુર્ઝ હાથ.

જો તેગ઼ હીંદી હાતોથી ફેરાવે છે,
તો પાહાડ઼ અને દર્યાને શરમાવે છે.
નથી તે જેવો વાદળોનો પુકાર,
નથી બાઝુ સમ કાપનારી તલ્વાર. ૮૪૭
ઈરાંન ને તુરાંનમાં ન તે જેવો મર્દ,
નથી તેનો ગેતીમાં કોઈ હમનબર્દ.
છે જંગી તે પહલવાંનનું સોહરાબ નામ,
ન સિંહ, હાથી, દેવોથી, ડરતો તમામ.
જણાંય છે આબેહુબ રૂસતમ સમાંન,
ગો તુખ્મે નરીમાંથી છે પહલવાંન.
આવ્યો જ્યારે હયાં તે એવો પાદશાહ,
કીનાં ભર્યો, લઈને જો નાંમી સેપાહ:
તો બાંધી દેલાવર હજીરે કમર,
સવાર થયો તેજી એક ઘોડ઼ા ઉપર.
ને ચાલ્યો લડ઼ાયક સોહરાબ સાંમો યાર,
ન જોયો ઘોડે મેં તેને એટલી વાર.
કે મારે કોઈ પહલવાંન પલકારો ખાસ,
યા નાંખેથી પૂગે ભેજાં સુધી વાસ.
ઉંચકી લીધો સોહરાબે ઝીનથી તુરત,
અજબ થયો જોઈ તેની બાઝુ સખત.
છે હાલમા તે ઠીક, દીધું છે જીવતદાંન,
જો કે તે છે દલગીર, ને ગ઼મગીં નિદાંન.
જોયા છે મેં તુરકી સવારો તમામ,
પણ એવો ન સાંભળ્યો કોઈબી મુંદામ. ૮૪૮

થશે જંગી તે જેવો જગમાં ન આય,
પહલવાંન પીલતન દીલેરનાં સિવાય.
હરીફ તેનો ગેતીમાં કોઈ સર બ સર,
હશે નાં ઝાલેઝરનાં રૂસતમ વગર.
ખુદા ન કરે, બેહુ સફમાં અરે,
હમોમાંથી કોઈ સાથે જંગ તે કરે.
ન ચાહતો હું થાય કોઈ તે સાંમે યાર.
ગો ચકમકનો કોહ કાં ન હોય તે જનાર.
તે કોહ પર દયા આવેચ ધર્તીને બસ,
જે પર ઘોડો ડપટાવેચ જંગને દીવસ.
અગર ઢીલ કરશે એ કાંમે જો શાહ,
ન કરશે કમીંગાહ, ન આવશે સીપાહ.
તો ખોહી દેશે દબદબો સર્વે ઈરાંન,
થશે ગેતી શમશીરની નોંકે વીરાંન.
કુઊવત છે પોતેજ, પુંજી લુટશે તમામ,
હાથોહાથ થશે કોઈ ન તે સંગ મુંદામ.
સવાર કોઇએ જોયો ન તે જેવો યાર,
કારણ છે ગોયા તેજ સાંમેસવાર.
નથી તાબ તે સાંમે લડવાની ખાસ,
તેનાં ગોર્ઝ, પંજા, ચપળતાની પાસ. ૮૪૯
સમજ ઊંઘાં આંપણા દીલેરોનાં બખ્ત,
બુઝર્ગી તેની પૂગી આંસ્માને સખ્ત.
ફર્યે છીયે આજ રાતે બાંધી સાંમાન,
ને દેશ તર્ફે આવ્યેચ હમો સઉ નિદાન.

નથી લડી શકવાના, થોભ્યે અગર,
એથી તો ઝેયાદા હું શું કહું દીગર.
કીલ્લોબી ન ટકશે હુમ્લા સાંમે ખાસ,
ઢીલો સિંહ છે જેનાં ઘસારાની પાસ.
કીધું મોહુરબંધ નામું તેનીતે શબ,
કાસદ તેડી બોલ્યા તેની પાસે લબ.
કહ્યું બાંમદાદનીબી આગળ ઝરૂર,
જજે નિકળી દુશમનનાં લશ્કરથી દુર.
સીધે રસ્તે મોકળાવી નામું તે યાર,
થયો નામાં પાછળ જવાને તૈયાર.
તે કીલ્લાની નિચે હતો રસ્તો એક,
જેની રાહ ખબર હતી ગઝદહમને છેક.
જવા થયો તૈયાર બાંધી અસબાબ,
વગર રાહાની રાહે તે ચાલ્યો શીતાબ.
કીલ્લા વાટે ગઝદહમ તુરત રાતો રાત,
ગયો ત્યાંથી નીકળી બેસીંઓ સંગાત.
ઉઠાવ્યું સર આફતાબે કોહથી બુલંદ,
સેપાહ થઈ તુરાંની ત્યારે કમરબંદ.
સરદાર સોહરાબે હાથ નેઝો લીધો,
ને બેઠો તેઝી ઘોડા ઉપર સીધો.
હતો કીલ્લાનાં પહલવાંનોનો ખ્યાલ,
કે પકડે, ને બાંધે, બકરાંઓ મીસાલ.
કીલ્લા પર હુમ્લો કીધો, જોયાં ન કોઈ,
પુકાર મસ્ત સિંહ જેવો માર્યો તે જોઈ.

ને દર ખોલ્યો કીલ્લાનો આવી ખબર,
જોયા સરફરાઝો ન કીલ્લાને દર.
ગઝદહુમ સાથે ચાલ્યા તે રાતેજ ખુશાલ,
સવારો, જંગી, કીલ્લાનો રખેવાલ.
સેપાહ ને સોહરાબ ગયા કીલ્લાને દર,
તો જોયો નાં ગઝદહુમને કીલ્લા અંદર.
રહ્યા હુતા જે કોઈ તે જગ્યા ઉપર,
ગુનેહગારો યા બેગુનાંહો અગર.
હુકમ માફક આવ્યા તે સઉ તેની પાસ,
જીવતદાંન માંગ્યું તે સઘળાએ ખાસ.
ગુર્દાફ્રીદને શોધી, મળી નાં મગર,
લાગ્યું મન તેની માયા જોડાણુ ઉપર. ૮૫૧
રે! હાયરે અફસોસ, તે એંમ બોલ્યો શીતાબ,
છુપાયો વાદળ નિંચે નુરી આફતાબ.
નઝર શું ખરાબ લાગી મુંજને આં વાર,
છીનવ્યો ઝમાનાએ મુંજથી શીકાર.
ગરીબ એક હરણુ આવ્યું'તું મુજ કમંદ,
છુટી બંદથી, મુંજને કરી ગીયું બંદ.
પરીચહર અચાંનક આવી એકકેદમ,
મારાં દીલને લુટયું, વધાર્યો છે ગમ.
એકાયક તે મઆશુક છુપાઈ ગઈ,
રહયો ગમનાં દાગે ગીરફતાર થઈ.
શાબાશ જાદુગરની! નઝરબંદી આંચ!
કીધું ખુન તલવાર માર્યા સીવાય?

થઇચ કડવી ઝીંદગી તેનાં મુંખ વગર,
કીધુંચ કુએદ તન મીઠા શબ્દે ઝબર.
કીધું મુંજ પર શું જાદુગરણીએ ફંદ,
કે બોલતો એકાયક કીધો મને બંદ.
તે જંગ, ચેહેરો, વાતચીત, સાથની મગર,
કદી નાં જોવશ એવી મઆશુક દીગર.
હું યાદ કરૂચ તેંણીનાં બોલો જેવાર,
વધેચ દર્દ તે દાગે માહારૂ અપાર. ૮૫૨
અજબ આફ્ત ઉભી આવી મારી પાસ,
કે પ્યારની જુદઇનો થયોચ લાભ ખાસ.
હવે મને રડવું ઘટે છે અતી,
નથી જાણુતો દીલબર તે ખુદ કોંણુ હતી?
એ બોલતો, ને પાંમતો, હતો ગમથી ખેદ,
ને ચાહાતો કે જાણેનાં કોઈ તેનો ભેદ.
છુપાતો નથી ઇશ્ક, પરદો મગર,—
ખોલેચ માણુસોનો, તેનાં આંસુતર.
ગમ જીવને લાગાથી નીકળે છે હાય,
ગમે એટલો આશકબી અંજાણુ થાય.
તેનાં દબદબા અકલમા બેઠો પ્યાર,
ગયો રંગ સોહરાબના ચેહરાનો યાર.
એ વાતે હોમાંનને હતી નાં ખબર,
કે ઝખ્મી થયું છે સોહરાબનું જીગર.
હુશ્યારીથી સમજી ગયો તે મગર,
કે બેચેંની આવી છે કંઇબી તે પર.

ને સપડાયો છે જાલમાં તે ઝબર,
કોઈ માઆશુકનાં ઝુલ્ફાંના ફંદા અંદર.
છુપાવેચ દરદ, દીલ થયુંચ લોહી બસ,
ફસી કાદવે ચાલેચ રાહે હવસ. ૮૫૩
નિરાંતે ધીરજથી કહયું બેગુમાંન,
કે ગર્દનકશ અયે શેરેદીલ પહલવાંન.
અગઉનાં તે ધર્મી, ઝઈફ, નીતિવાન,
વધુ ગણ્યું કંઇ નાં પોતાનાં સમાન.
દીલે પોતે બેચેંન થતા નહીં હતા,
નહીં મસ્ત પ્યારનાં શરાબે થતા.
હરણ કસતુરીનાં સો ધરતા કમંદ,
મગર દીલ ન ફંદામા કરતાતા બંદ.
પરીચેહેરેનાં ફંદામા તે જવાંન,
નથી ફસ્તો હરગેઝ, જે હોયચ પહલવાંન.
ઘટેચ તેને પહલવાંની, સરદારી, આય,
જે [1]"મેહેરે ફલકનો" ખરીદદાર થાય.
ઓ! દેવબંદ, દીલેશેર, સરદાર તું,
થયોચ કોંણુની મહોબતમાં લાચાર તું?
નથી રીત એ જગ જીતવા, બંનવા સરદાર,
કે માંહરૂખના પ્યાર અંદર રડવું અપાર.
ગણેચ તુને ફરઝંદ, જે અફ્રાસેયાબ,
જેથી તું છે આજ [2]"અફસરે ખુરશો આબ."
બીકટ કામે તુરાંનથી આવી ગયાચ,
તરવા ખુનના દર્યામાં દાખલ થયાચ. ૮૫૪

૧ આંસમાન ઊપરનાંઆફતાબનો. ૨ દર્યા અને ઝમીનનો સરદાર.

ઈરાંનની સરહદ ધરી લીધીચ તુરત,
આસાંનીથી હાથ કીધો કીલ્લો સખત.
થયું એટલું સેહલાઇએ હાંસલ જો કામ,
પણ આગળ છે કરવાની મેહનત તમામ.
જો તુસ, અને શાહ કાઉસ આવશે અગર,
ને રૂસતમ, જે જાદુ કરેચ સિંહ ઉપર.
શું સરદાર ગુદર્ઝ, અને ગેવ, દીલેર,
સરઅફ્રાઝ બેહરાંમ, ને રેહાંમ, શેર.
કે મીલાદનો ગુરગીન, ને જંગી ફરહાદ,
ગેરાઝે, કે જે હાથી કરતાંબી ઝયાદ.
એ પોલાદી પંજાના છે શેરે નર,
નાંમ ખાતર બાંધી કીંનાની કમર.
ને આવશે તે સરવે લડઈમા જેવાર,
તો કોંણ જાંણે શું થશે આપણું તેવાર!
તું સરદાર છે, સરદારોનો તમામ,
પરી ચેહેરોનાં ઇશ્કથી છે શું કામ?
તુ કર દીલથી દુર માઅશુકોનો એ પ્યાર,
કાલ ટકશે મરદોથી જંગમા ન યાર.
દીલેરીથી અયે નવજવાં તેં તમામ,
ઉઠાવ્યું છે એક ભારી માંથા પર કામ.
જો એક દીલે રેહેશે, મુંરાદ આવશે બર,
ન તો ખોરો દીલનાં વિચારોથી સર.
તું જાણ કે થયા કરેચ લાગત જે કામ,
તો તેજ કામે નામના મળે છે તમામ.

નથી કીધું સોંપેલું કામ સરનજામ,
તો હાથ નાંખે છે બીજાં કામે શું કામ?
મરદાંનગીથી જીત, શુરૂ ગેતી આં સખ્ત,
અને હાથ કર શાહોના તાજો તખ્ત.
ઓહોળો મુંલ્ક આવશે તુંજ હાથે જેવાર,
દરેક જગેહ મહબુબો જુંકશે તેવાર.
ઝખ્મી તે બનેચ ઇશ્કે દીલબર થકી,
જે લાચાર હોય ઝોર અને ઝર થકી.
મગર જગમા નાંમી બનેચ જે મુંદામ,
પુંજેચ તેને નાના કે મોટાં તમામ.
સુખંન એવા હોમાંને સરવે જો ખાસ,–
કહયા તે પહલવાંન સોહરાબની પાસ.
બીદાર થયો વાત એવી સમજી સોહરાબ,
તો દીલ પાછું જંગ ઊપર લાગું શીતાબ.
બોલ્યો અયે ચીની નાંમીઓનાં સરદાર,
છે તુંજ નેક વાતો પર આફ્રીન હઝાર. ૮૫૬
છે તુંજ વાતો મુંજ જીવનો ચારો અપાર,
કરૂચ નવેસરથી તું સાથે કરાર.
આ ગેતી, ઝમીન, કે શું પાણી, તમામ,
અફ્રાસ્યાબને તાબે હું લાવીશ મુંદામ.
ઉઠાવ્યું દીલ માઅશુકથી એ કહી અગર,
અને આવી બેઠો, બુલંદ તખ્ત પર.
તે કીલ્લાની ફતેહ, ને કીર્તિનું ખાસ,
કે મોકળાવ્યું નામું અફ્રાસ્યાબ પાસ.

થયો શાહે તુરાં ઝ્મીન, ખુશ ઝબર,
કીધી તેણે આંફરીન સોહરાબ ઊપર.
પૂગુ નામું કાઊસને તે તર્ફ જ્યાર,
સુની વાત, ગ્મગીં થયું દીલ અપાર.
તેડાવ્યા પછી ફ્ઓજી સરદારો ખાસ,
કીધી મસ્લતો કંઇક તેઓની પાસ.
બેઠા શાહે ઈરાં, ની સાથે મુંદામ,
નાના મોટા સરદારો ફ્ઓજી તમામ.
શું તુસ, ને શું ગેવ, શું ગુદર્ઝ, કેશવાદ,
શું ગુરગીન, શું બેહરાંમ, જંગી ફ્રહાદ.
નામું વાંચ્યું સરદારે તેઓની પાસ,
કીધી જંગીની વાતો કમ ઝયાદા ખાસ. ૮૫૭
કહયું ભેદમાં તેણે પહલવાંનો પાસ,
વખત થશે બહુ લાંબો આં કામે ખાસ.
કે ગઝદહમ જેવી રીતે કહે છે બયાંન,
તે ખ્યાલે ન દીલનું થતું સમાધાંન.
શું કર્યે, શું છે ચારો, એ દર્દનો,
ઈરાંનમાં છે કોણ હરીફ એ મર્દનો.
થયા સર્વે એકમત કે જાય ગેવ ખાસ,
કે ઝાબુલ દીલેરોનાં અફસરની પાસ.
ને પોંહચાડે રૂસતમને એવી આગહી,
કે દહશતમાં તખ્ત આવ્યું છે. શાહનશાહી.
કે લઈ આવે જંગ માટે તેને ઝરૂર,
પનાંહ ઇરાંનીઓને છે તેની પુર.

## રૂસતમ ઊપર કાઊસનું નામું, અને તેને સોહરાબનો લડાઈ માટે બોલાવવું.

લેખક સાથે ખ્યાલ કરતો બેઠો મુંદામ,
કારણ હતું જડપી, જોખમ ભર્યું, કામ.
ફરમાવ્યું શાહે એક નામું મગર,
લખવા રૂસતમે નાંમેવરની ઊપર.
દોઆ કીધી પહલવાં ઊપર બેગુમાંન,
હોશ્યાર દિલ રેહેજે, ને રઓશંન રવાંન.
ન થાઓ એવું ગેતીમાં, તું સીવા બસ,
ન કોઇ હોતો હર કામે ફરીયાદરસ. ૮૫૮
તુરાં રાહથી સરદારે આંપણુ ઊપર,
સીપાહ સાથે હુંમલો કીધો છે ઝબર.
બેઠોચ કીલ્લા અંદર તે લઇને સેપાહ,
રોકીચ માણુસોની તે કીલ્લામાં રાહ.
તે છે એક પહલવાંન, બાહદુર, દીલેર,
તને ગોયા હાથી, દીલે નરે શેર.
ઇરાંનમા નથી કોઇ કે લાવે તે તાબ,
સીવાય તું, કે જાંખું પાડે તેનું આબ.
દીલેરઝાદો તુંજ શેરે દીલ છે મુંદામ,
તુંજ તેગે છે નાહીંમત શત્રુ તમામ.
ગરદનકશ, તું છે સરફરાઝ, નાંમવર,
છે નાંમીચો ગેતીનાં પહલવાંનો પર.

તું [1]"સર" નામી પીલતન છે ગરદનફરાઝ.
દીલેરોનો સ્થંભ, અંજુમનનો છે નાઝ.
દીલેરાંને ઇરાં, ની હીંમતબી તુંજ,
સિંહો જેવા પંજા, ને કુવતબી તુંજ.
તું લેનારો છે શેહેર માઝંદરાંન,
ને ખોલનારો તું બન્દે હામાવરાંન.
રડેચ તાહારા ગુર્ઝે તો ખુરશીદ તમામ,
ભુંજાય છે તાહારી તલવારે તો [2]બેહરાંમ. ૮૫૯
[3]ગુળી નથી, સમ ઘોડાનાં પગની ગર્દ,
ન હાથીબી જગમાં તારો હમનબર્દ.
કરેચ કૈદ સિંહનેબી તારી કમંદ,
ભાલો તારો કોહને પુગાડેચ ગઝંદ.
ઈરાંનની હર આંફતે, છે તું પનાહ,
દીલેરોબી મેળવે છે તુંથીજ કોલાહ.
ક્યાંમતનાં સાહેબથી આફ્રીન ઝબર,
હોજો સાંમ, નરીમાન, કેર્સાસ્પ, પર.
ધરાવેચ જેઓ એવી તુખ્મ બુન્યાદ,
સિંહો, ને દુન્યાં, જીતનાર પાકઝાદ.
છે રોશંન તાહારાં દીદારે મારૂ બખ્ત,
રેહેજો તંનદરૂસ્ત ને ખુશી વખ્તો વખ્ત,
નવું સાંમે આવ્યું છે ભયેભીત કામ,
છે દીલ ઝખ્મી જે અંદેશાથી તમામ.
કરવા બેઠા મનસુબો સઊ પહલવાંન,
વાંચ્યું નામું ગઝદહમનું જો બેગુમાંન.

૧ સરદાર. ૨ મંગળ સીતારો. ૩ એક જાતનો રંગ.

જોયે એજ હરેક જંગીઓએ વિચાર,
કે નેક તુખ્મ ગેવ, આવે તુ પાસે યાર.
અને નાંમું લઈ આવે તે તાહરી પાસ.
કે બદ નેક જાંણે, લખેલું તું ખાસ. ૮૯૦
જો વાંચે આં નામું રાતે યા સહુવાર,
બે લબ ખોલી બોલવાબી થોભતો ન યાર.
જો હાથમાં હોય તુરરો, તો સુંઘવાને બુ,
ન થોભતો હયાં આવજે શીતાબીથી તુ.
ઉભો થજે, હોય જો સુતેલો અગર,
ઊભો હોય તો ખોટો નાં પલબી મગર.
પણ લશ્કર, લડાયક, ઝબર, કુલથી,
આવ શોરે જંગ, કરતો ઝાબુલથી.
કારણ લખ્યું ગઝદહુમે તે જોતાં આય,
હુમનબર્દ નથી તેનો કોઇ તું સીવાય.
અગર વાંચે નામું તો ઢીલનાં વગર,
ચલાવજે સેપાહ જંગ તરફ તું મગર.
સાહી જેવી મોહોર કીધી નાંમા ઉપર,
હતાં જેમા ભેળેલાં અબીર, અંબર.
તૈયાર થયું નાંમુ લખઇ મોહોર સાથ,
દીધું વા જેવા ગેવ જંગીને હાંથ.
કહયું ગેવને જા તુરત બેગુમાંન,
તેજી ઘોડાની દે લગામે જોલાંન.
ન થાય એમ કે પોંહચે તું રુસતમની પાસ,
તો ઝાબુલમા થોભે યા સુવે તું ખાસ. ૮૯૧

જો રાતે પુગે, ફરજે બીજે દીવસ,
કેહેજે તેને જંગ પાસે આવી છે બસ.
ન તો છે આં પાસે, જંગી મર્દ સહી,
કે દુશમનને તુચ્છ ગણુવો જોઈયે નહી.
તેજ વેળા દોડયો તે ગેવ ગોયા આબ,
કીધાં રાહમાં નહીં તેંણે આરાંમો ખાબ.
દોડયો રાત દીંન ફુંકતા વા ની મીસાલ,
નાં પાણીની ખ્વાહીશ, નાં રોટીનો ખ્યાલ.
જો પોંહુચ્યો તે ઝાબુલની પાસે જેવાર,
કે ઝાલને પૂગા તલાયાનાં પુકાર.
આવેચ ગર્દ માંફક ઈરાંથી સવાર,
કે રાંન નિચે ઘોડો છે રાહાનો લેનાર.
એસ્તેકબાલ ગયો તેહેંમતન લઈ સેપાહ,
બુઝર્ગોંએ સર ઉપર મેળી કોલાહ.
થયા પ્યાદા ગેવ અને કુલ દેલાવર,
જે કોઈ નાના મોટા હતા ઝીન ઊપર.
નિચે રખશથી આવ્યો તે નાંમેવર,
ઈરાંનની ને પાદશાહાની પુછી ખબર.
ગયા રાહાથી રૂસતમનાં મેહેલની જો પાસ,
બેસી ચંદ વખ્ત લીધો આરાંમ ખાસ. ૮૬૨
કહયું, નામું આપી સમજેલું તમામ,
કીધી કંઈક સોહરાબની વાતો મુંદામ.
જાણ્યું તેંહમતને નામું વાંચ્યું જેવાર,
હસ્યો ને થયો દંગ તે વાતે યાર.

કે સર્દારોમાં જંગી સાંમની મીસાલ,
સવાર પેદા પડયો છે ગેતીમાં હાલ.
અજબ શું ? આંપણ દીલેરોમાં એમ થાય?
પણ તુરકીમાં થાય એમ તે કેંમ મણાય?
શું રબની એમા હોશે ઇચ્છા નિદાંન,
મુંબારક એ કોણ હોશે તુર્કી પહલવાંન!
સમનગાંના શાહની બેટીથી હું એક,—
ધરાંઊચ બેટો, પણ તેતો બચ્ચું છે છેક.
હજુર નથી જાણતું તે જંગ માટે એમ,
બચાવ કેમ કરવો, અને હુમ્લો કેમ!
ઝરો ગોંહર માંણસની સાથે મેં ખાસ,
મોકલ્યુંચ તે માટે તેની માંની પાસ.
જવાબ એવો તે માંણસ લાવ્યો તતકાળ,
કે ચંદ વખ્તમાં તે થશે મોટું બાળ.
છે મુંજ જાંનો દીલનું તે પ્યારૂ ઝબર,
વિખેરવા સેપાહ, નથી જંગ લાયક નર. ૮૯૩
હુંમ્લો કરશે સિંહ જેવો, આવશે જો વખ્ત,
સરદારોનાં સર, નિચે નાંખશે તે સખ્ત.
પીએચ દુધની વાસ ભર્યા હોઠે શરાબ,
બેશક તે લડાયક નિકળશે શીતાબ.
ચાલ હવે અયેવાં તરફ જઇયે ખાસ,
ખુશી સાથે દસ્તાંના મેહેલની તે પાસ.
ને ત્યાં જઈ કર્યે એની વાતે વિચાર,
આ કોંણ તુરકી પહલવાં મુંબારક છે યાર!

આવ્યો દસ્તાંના મેહેલ તરફ તેજ વાર,
દીલેર પહલવાં રૂસતમે નાંમદાર.
પોતે, ગેવ, નરીમાનનાં મેહેલે ગયા,
થોડી વાર બેઠા, અને ખુશ થયા.
બીજી વાર દોઆ ગેવે કીધી તેપર,
કે અયે જાંહાં પહલવાંન બાહદુર ઝબર.
રોશન તારાથીજ રહેલું છે તાજો તખ્ત,
દીપાવનાર તાજોનો તુંજ નેક બખ્ત.
મને શાહા કાઊસે દીધુંચ ફરમાંન,
કે મુંતલક ઊંઘાતોના ઝાબુલેસ્તાંન.
પુગે રાતે, ફરજે બીજે દહાડે ખાસ,
નહીં થાય એમ જંગ બતંગ આવે પાસ. ૮૬૪
હવે સરફરાઝ મર્તબાવાળા માન,
જવું જોઇયે આપણુને જલદી ઈરાંન.
એની બીક નથી, બોલ્યો રૂસતમ મુંદામ,
કે ખાક સીવા આંખર નથી સરંનજામ.
ન કોઈ કેહતું કયાંથી આયોચ નાંમદાર,
ન જાંણુતો હુંબી, કયાંથી આવ્યોચ સવાર.
વળી કાસદ લાવ્યોતો એમબી જવાબ,
વિલંબ લાગશે નહીં, થતાં મોટો શીતાબ.
થશે ઊંચો તે સર્વ જેવો બુલંદ,
લેશે ગુર્ઝ હાથ, ધરશે ઝીન પર કમંદ.
કવિ બાઝુ, તન ઝોરેમંદ, બેગુમાંન,
બુલંદ [1]"અર્શથી" પાડશે તારા નિચાંન.

૧ આંસમાનથી.

થશે સાલ ચઉદનો, ન તેટલાં મગર,
ઊચે ચઢશે મરદીથી આંસ્મા ઊપર.
થયો નથી પણ ગેતી લાયક તમામ,
ખુશી અને મજલેસો લાયક મુંદામ.
મગર પહુલવાં તું જે કહે છે કલામ,
કે આવ્યોચ ઈરાંનીથી લડવા મુંદામ.
ઊંચેથી દેલાવર હુજીરને નિચાંન,—
નાંખી બાંધ્યો પેચે કમંદથી આસાંન. ૮૬૪
એ કામ હોય ન તે સિંહુ બચાનું નિદાંન,
ગો હોય ગમે એટલો તે જંગી પહુલવાંન.
જો તેજ હોય તો કંઇ નથી ખોફ્રો ખતર,
ખુદાજ લાવેચ વૅરીને રંજની અંદર.
કહયું પછી પીલતને ગેવને તેવાર,
ઓ લશ્કરને તોડનારા જંગી સરદાર.
આપણુ આજ બેસ્યે ઝરા બની શાદ,
ન શાહુની કે પહુલવાંનોની કર્યે યાદ.
આપણુ થોભી એક દહાડો કર્યે આરામ,
થોડા કર્યે તર, સુકકા હોઠો તમામ.
જશું દોડી તે બાદ નઝદીકે શાહુ,
ઈરાંની દીલેરોને દેખાડશું રાહુ.
રોશન બખ્ત બેદાર થાય નાં તો તેમ,
ન તો કામ મુંશકીલ નથી કાંઈ એમ.
જે જગ્યે દર્યો આવેચ મોજની અંદર,
ન દંમ મારતો તેઝ આંતશી ત્યાં [1]"શરર."


૧ ચીંગારી.

જોશે માહરો જુંડો તે દુરથી તમામ,
પડશે માતમમાં દીલ, ખુશી, ને હુંગામ.
તે કેમ હોય ઝાલેઝરના રૂસતમ મીસાલ?
આં ગુર્ઝ, અને શમશીરનો, ખાવીંદ હાલ! ૮૬૬
અને થાય કેમ ગોયા તે જંગી સામ!
દીલેર અને હુશ્યાર, અક઼લમંદ તમામ!
ઊતરશે જંગ અંદર જડપથી તે નહી,
મુંશકેલ ગણવું જોઇયે નાં, એ કામ સહી.
થયા મસ્ત, નાંખી શરાબ ઉપર હાથ,
કીધી યાદ સરદારો દસ્તાંની સાથ.
ખુંમારીમા પુર સહવારે બીજે દન,—
છતાં તૈયારી કરવા લાગો તેહેંમતન.
તે દીંનબી બેઠો પાછો મસ્તીથી યાર,
બીજે દીનબી છોડયો જવાનો વિચાર.
બોલ્યો પછી રૂસતમ બાવર્ચીઓ પાસ,
કે ખાંણાના ખુંમચાઓ લઈ આવો ખાસ.
ખાઈ ખાંણુ સનગારી મહેફીલ શીતાબ,
બોલાવ્યા ગવૈયા, તંબુરા, શરાબ.
પસાર થયો તે દીન, બીજે દીન મગર,
ખુરશેદ જેવી માંહફીલ બનાંવી ઝબર.
ત્રીજે દીન સહવારથી ચલાવ્યો શરાબ,
કીધો ખ્યાલ નહીં કયકાઊસનો શીતાબ.
પછીથી ઉઠયો ગેવ ચોથે દીવસ,
કહયું જંગી સરદાર બાહદુરને બસ. ૮૬૭

ઉછાછલો છે કાઊસ, નથી હોશીયાર,
સહલ વાત નથી એ તેને મન લગાર.
એ કામે છે ગ્ંમગીં, ને દીલથી આતુર,
થયાંચ ઉંઘ, ભુખ, અને આરાંમ, દુર.
તેથી થોભી ઝાબુલેસ્તાંની અંદર,
ઝમીન કર્યેંચ તંગ, કાઊસ સાંમે ઝબર.
ખફા થશે શાહે ઈરાં બેશુમાર,
થશે બુરા ખ્યાલે કીનામાં તૈયાર.
કહયુંચ મને શાહ કાઊસે વારવાર,
કે આવ્યુંચ ઇરાંન પાસે લશકર અપાર.
કહયું રૂસતમે કે અંદેશો ન કર,
ના આંપણુથી ગુસ્સે કોઈ ગેતી અંદર.
બીજે દીન સહવારે તે ઉઠયા મુંદામ,
અંદેશાને દીલથી કરી દુર તમામ.
કે ઝીન રખશને બાંધે, કીધો હુકમ,
વગાડે પીતળની કર્નાય દમ બ દમ.

## રૂસતમ અને ગેવનું કાઊસની નઝદીક આવવું અને તેઓ ઊપર તેનું ગુસ્સે થવું.

તૈયાર થયો રૂસતમનો રખ્શ તમામ,
સોનેરી રેકાબ ને રૂપેરી લગામ.
કર્નાય સુંની ઝાબુલી અસવારો ખાસ,
હથ્યારબંદ બખ્તર સજી આવ્યા પાસ. ૮૯૮
તૈયાર ફએોજ રૂસતમે ભારી કીધી,
સર્દારી દીલેર ઝવારહને દીધી.
આવ્યો જ્યારે રૂસતમ જો નઝદીકે શાહ,
ગયા સાંમા લેવા દીવસ એકની રાહ.
કે તુસ ને ગુદર્ઝ કેશવાદીઓ ખાસ,
ગયા પ્યાદા થઈ તેનાં ઘોડાની પાસ.
થયો ઘોડેથી પ્યાદો રૂસતમ ફરી,
ખબર પુછી દીલથી બગલમાં ધરી.
આવ્યા શાહાની દરગાહમાં દોડતા મુંદામ,
તે ખુશ દીલ અને નેક બખ્તો તમામ.
નમન કીધું આવી તેઓએ શીતાબ,
તો થઈ ગુસ્સે આપ્યોનાં કંઇબી જવાબ.
કીધો એક પુકાર ગેવ ઉપર પ્રથમ,
પછી ધોઈ બેહુ આંખોમાંથી શરમ.

કે રૂસતમ છે કોણુ? કે મુંજ ફર્માન અગર,
ન માને, મુંજ કૌલનો કરે અનાંદર.
મુંજ પાસે હુતે હાલ શમશીર અગર,
ઉડાવતે લીંબુ માંફક તન પરથી સર.
પકડ જીવતો, લઈજા, ને ફાંસી દે ખાસ,
ન નાંમ એનું લેતો કદી માહારી પાસ. ૮૬૯
દીલે ગેવ થયું ઝખમી એ વાતથી,
હીનું લાગું રૂસતમને તુંજ હાતથી.
ગુસ્સામાં ભવાં કીધાં કાઊસે ઉપર,
સીધો થયો શેર, ગો પુકારતો ઝબર.
થયો ગુસ્સે ગેવ અને પીલતન ઉપર,
કે થઈ દંગ તે અંજુમન સર બ સર.
પછી શાહે તુસને કહયું કે ચલાવ?
જા એ બેહુને જીવતા સુળીએ ચઢાવ?
જગાથી ખુદ કયેકાઊસ ઉભો થયો,
ગરમ, વાંસની આગ સમ થઈ ગયો.
આવી તુસે હાથ ધર્યો તેંહુમતનનો જ્યાર,
કે તે જોઈ અજબ રહયા સર્વે સર્દાર.
કાઊસ પાસેથી તેને લઈ જાએ બાહાર,
ને ગુસ્સો નરમ પાડે તેનો લગાર.
માર્યો તુંદીથી તુસનાં દસ્ત ઉપર દસ્ત,
ગો થપડાક લગાવી હોય હાથીએ મસ્ત.
પડયો ઉંચેથી એમનો એમ ઉંધે સર,
ચાલી ત્યાંથી રૂસતમ ગયો ગુસ્સા ભર.

થયો ગુસ્સે તહમતન શાહાની ઉપર,
કે તું દી ના રાખ એટલી છાતી અંદર. ૮૭૦
ખુરાંજ કામો છે તાહરાં એકથી દીગર,
તું પાદશાહી લાયક નથીજ સર બ સર.
છે તાજ એવું તુંજ કોડીનાં સર ઉપર,
બેહતર કે તે જાય અઝદહાનાં મોંહ અંદર.
હું છું રૂસતમે નાંમેવર ઝ઼ાલેઝ઼ર,
નથી નમતું તું જેવા શાહ પાસે સર.
શું મીસર, શું ચીન, કે શું હાંમાવરાંન,
શું રૂમ, કે શું સગસાર, માઝંદરાંન.
છે ઝ઼ખમી મુંજ તીરો, તલવારે, તમામ,
છે મુંજ રખશના તેઓ સર્વે ગુલામ.
મુંજ યારીથી જીવતો છે ગેતીમા તું,
તો રાખે છે દીલમા ભરી કીનો શું?
સોહરાબને તો જીવતો દે ફ઼ાંસી અગર,
પછી ગુસ્સે થઈ શત્રુને ખ્વાર કર.
જો ગુસ્સે હું થાઉં તો કાઉસ કોંણુ છે?
ને હાથ માહારો ધ઼રનારો તુસ કોંણુ છે?
મને શું છે કાઊસનાં ગુસ્સાનો ધાક?
કાઊસ કોંણુ? મુંજ પાસે એક મુંઠી ખાક?
મને ફ઼-તેમંદી છે રબથી મુંદામ,
ન કે પાદશાહથી સેપાહથી તમામ. ૮૭૧
ઝ઼મીન માહારો નોંકર, રખશ તખ્ત, આજ,
ગોરઝ઼, મોહોર માહારી, કોલાહ, માહારૂ તાજ.

કરૂચ સીયાહ શબ તલવારે તેઝ઼તર,
છટકાવ કરૂચ સરનો લડઈગાહ ઉપર.
ગોરઝ઼, નોંક ભાલાની, એ માહારા યાર,
બે બાઝુ, ને દીલ, તે માહારા શહરીયાર.
તે કાંએ કરે દુઃખી, નોંકર નથી હું?
ફ઼કત એક બંદો હું યઝ઼દાંનો છું.
શાહી લેવા કહી દીલેરોએ તમામ,
તૈયાર કીધું તાજો તખતને મુંદામ.
શાહી તખ્ત ગમ મેં કીધી નાં નઝ઼ર,
દીધું માન રાહ, રીત, રીવાઝ઼ોને ગર.
અગર હું ક઼બુલ કરતે તાજ અને તખ્ત,
તો મળતે નાં તુને બુઝ઼ર્ગી કે બખ્ત.
શું બોલ તાહારા સાંભળવા લાયક છું હું?
શું એવીજ નેકી કરેચ મુંજ સાથે તું?
મેંજ કયકોબાદને બેસાડયો આં તખ્ત,
ખબર શું કે કાઉસ થશે પાઝ઼ી સખ્ત.
કોબાદને હું અલ્બોર્ઝ઼ કોહેથી ગર,
હલકી સ્થીતીમાં, તે ટોળાની અંદર.- ૮૭૨
થી લાવતે નાં ઈરાં ઝ઼મીનમાં હું યાર,
ન બાંધતે તું કંમર કીનાની તલવાર.
મોટઈ દબદબાને ન લાયક થતે,
ન દસ્તાંને, સાંમને, સુખન કહી જતે.
જતે હું નહીં માઝ઼દરાંમા અગર,
ગુરઝ઼ ભારી લઈને આં ગર્દન ઉપર.

સુફેદ દેવનું ખેંચતે મગ઼ઝ, દીલ, ન ગર,
ઉમેદ હતી કોણને ખુદ બાઝુ ઉપર?
સુખંન કહયા કંઇએક એવી રીતે જ્યાર,
શીખામણ દીધી દીલેરોને તેવાર.
કહયું ઈરાંનીઓને, પહલવાં સોહરાબ,
આવી, રાખશે નહીં નાના મોટાં શીતાબ.
બચાવ જીવનો કરજો હરેક જણાં આજ,
એ કામનો કરજો, કંઈ અક઼લથી ઇલાજ.
હવે મને જોશો નાં ઈરાં અંદર,
ઝ઼મીન તમને ખુશ, મને ગ઼ીધોનાં પર.
ગુસ્સાથી નીકળી થયો રખ્શે સવાર,
બોલ્યો છું હું તાજબક્ષ સીંહોનો મારનાર.
ચાલ્યો ઘોડો હાંકી તે ત્યાંથી એકદમ,
ગુસ્સાથી ગો તન ઉપર ફાટતું [1]"ચરમ" ૮૭૩
થયો નાંમદારોનાં દીલને [2]"મલાલ,"
હતાં જેઓ મેંઢાં, ને રૂસતમ ગોવાલ.
ગુદર્ઝને કહયું કે આં તાહારૂં છે કામ,
દુરૂસ્ત થશે તુંજ હાથે ભાગું તમામ.
સમજશે જો શાહ તાહારી વાતો જેવાર,
ખચિત તાહારી વાતોનો કરશે વિચાર.
હવે જા તે દીવાંના શાહાની તું પાસ,
એ વાતે હરેક રીતે સમજાવ ખાસ.
સીફતથી કેહજે વાતો લંબાણે સખ્ત,
કદાચ ઊંધુ થયલું ફરે પાંછું બખ્ત.

૧ ચામડું ૨ ગમ.

બેઠા એક બીજા મસ્લતોમાં મુંદામ,
લડ઼ાયક બુઝર્ગો તમામે તમામ.
શું ગેવ, અને ગુદર્ઝ, બેહરાંમ, શેર,
શું રેહાંમ, ને ગુરગીન, સવારો દીલેર.
કેહતા તેઓ એકકને કે શાહ ખાસ,
નથી કરતો નાંમદારોનાં દીલનો કયાસ.
આં રૂસતમ, કે છે જે જહાં પેહેલવાંન,
જેંણે કયકાઉસનો બચાવ્યો છે જાન.
મદદ કરનારો રંજ આફતમાં સહી,
હતો તે સીવાયે બીજો કોઇ નહી. ૮૭૪
માઝંદરાંના દેવોએ બાંધ્યા જેવાર,
આંપણુ સાથે શાહને ભારી બંદથી યાર.
શું રંજ, સખ્તી, ખેંચીતી ત્યારે ઝબર,
ને ચીર્યું હતું મસ્ત દેવનું જીગર.
બેસાડયો ખુશીથી શાહી તખ્ત પર,
દોઆ કરવા તેડયા બુઝર્ગો મગર.
બીજી મરતબે હાંમાવરાંનમા જ્યાર,
ભારી બંદમાં બાંધ્યાતા પગો અપાર.
કીધા કેવા શાહોને તે માટે ઠાર,
નાં પીઠ ફેરવી હામાંવરાંથી લગાર.
પાછો તેને લઈ આવ્યો તે તખ્તગાહ,
નમન કીધું તે પાસે જાંણીને શાહ.
મળે એનો બદલો એવીજ રીતે આય,
તો જોતા નથી કશું નાંહાસવા સીવાય.

ને તે પણુ વળી કેવાં કામને વખત,
કે મામલો આં થઈ ગયોચ બારીક સખત,
ન થાએ એમ કે આવે ચઢીને આં વાર,
ને જોય કે નથી આંપણુ લડવા તૈયાર,
શું કયેં આંપણુ, ચાલી રૂસતમ ગયોચ ?
ઝાબુલ તરફ, ને ભારી ગુસ્સે થયોચ !
ન તે વગર રહીશું લડઈમા ખુશાલ,
તમામ આપણી જંગ થઇચ હુવાની મીસાલ.
જવું જોઇએ કોઇએબી દોડી અગર,
કે ફેરવે તે પેહેલવાંનને પાછો મંગર.
તો કેશ્વાદનો ગુદર્ઝ, સરદાર ખાસ,
ગયો તુર્ત ચાલી તે પાદશાહુની પાસ.
કહયું કાઉસને, રૂસતમે કીધું શું ?
કે આજે ફનાં કરેચ ઈરાંનને તું ?
શું ભુલ્યો તું હાંમાવરાંને સુંદામ ?
અને માઝંદરાંની તે દેવોનાં કામ ?
કે ફાંસી જીવતો દેવા ચાહેચ તદંન,
નથી શાહાને લાયક, બેહુદા સુખંન.
તેં રૂસતમને બદલો એ વાજબી દીધોચ ?
ન ખ્યાલ એવો કોઈબી શાહોએ કીધોચ !
ગયોચ તે, ને આવશે જો લશ્કર ઝબર,
તથા વરૂ જેવો તે પેહેલવાં અગર.
તો કોંણુ છે તું પાસે, કે જંગને મયદાંન ?
પડી તે પર છાંટશે સીયાહ ધૂળ નિદાંન ?

કે ગઞ્દહમે તાહારા દીલેરો તમામ,
વધતા ઓછા જોયાચ, સમજ્યાચ, મુંદામ. ૮૭૬
તે કહેચ એવો દહાડો ન આવે ઝીનહાર.
કરે યાદ જંગ તેની સંગ કોઇ સવાર.
જેનો હોય કે રૂસતમ જેવો પેહેલવાંન,
તેને રંજ દે તે કમ અકલી નિદાંન.
અકૅલ જોઇયે પાદશાહનાં સરમાં તમામ,
કારણ તેઝી તુંદી નથી આવતી કામ.
સુની શાહે ગુદર્ઝની વાતો જો એ,
તો જાંણ્યું કે રાસ્તીજ બોલે છે તે.
ને પસ્તાયો જે કંઈ બોલાયું હતું,
કમ અકલથી ભેજું દીવાનું થતું.
ગુદર્ઝને કહયું કે તું રાસ્તી કહેચ,
બુઢ્ઢાજ હોટો સારી શીખાંમણો દેચ.
તમો જાઓ તે પાસે મુંજ પાસથી,
ને સઉ વાતો સમજાવો નર્માસથી.
મેં કીધુંચ જે તુંદી ભર્યું માહારૂ સર,
જે લાવ્યો છું પાછો બેહતર રાહ ઉપર.
તું લઈ આવ મુંજ પાસે તેને મુંદામ,
કે થાય મુંજ સીયાહ જીવ રોશન તમામ.
ગુદર્ઝ તેની પાસેથી ઉઠયો જેવાર,
શીતાબ દોડયો પેહેલવાંનની પુઠે તેવાર. ૮૭૭
ગયા ફઓજી સરદારો તે સંગ મુંદામ,
રૂસતમ પુઠે દોડયા તે રાહમા તમામ.

જોયો રાહામા જંગી તે પીલતનને જ્યાર,
થયા ત્યારે એકઠા તમામ નાંમદાર.
દોઆ કીધી તેઓએ પેહેલવાં ઊપર,
રેહેજે જાવેદાં, રોશન, જીવતો, મગર.
હોજો ગેતી કુલ તાહારા પગ તળે સખ્ત,
હોજો તાહારી બેઠક સદા [1]"સરે તખ્ત."
તું જાંણેચ નથી ભેજું કાઊસને કંઇ,
તુંદી ભર્યા બોલની શું તેને નવઈ.
તે બોલે છે ને તુર્ત પસ્તાય છે,
ભલા ખ્વાસે પાછો મળી જાય છે.
શહા સાથે ગુસ્સે છે તેંહમતન અગર,
નથી ગુનાંહ ઇરાંનીઓનો મગર.
કે આં શેહેરે ઈરાં તે છોડે તમામ,
ને ચેહેરો મુંબારક છુપાવે મુંદામ.
એ વાતે પસ્તાયચ હવે તેબી તમાંમ,
ને ગુસ્સાથી કરદે છે હાથોનું ચાંમ.
જવાબ દીધો તહમતને પાછો તેવાર,
કયકાઊસની પરવાહ નથી મને યાર. ૮૭૮
વખત માહારૂ ઝીન, તાજ, કોલાહ, ઝબર,
છે ડગલો આં બખ્તર, ને દીલ, મરવા પર.
હું નાંલાયક શબ્દોને લાયક છું એ?
કહયાચ મને તુંદીથી પાદશાહે જે?
જેને બંદીખાંનેથી છોડવ્યો ખાસ,
તથા લાવ્યો પાછો તખત તાજ પાસ.

૧-તખ્ત ઉપર.

માઝંદરાંની દેવોથી એકવાર જંગ,
ને જંગ એક શાહે હાંમાવરાંની સંગ.
છોડવ્યો મેં બંદથી, સખ્તીથી, તેવાર,
જોયો હાથમાં દુશમનોનાં જેવાર.
નથી અક્લ દાંનાઈ કંઈ તેને સર,
ફક્ત તેઝી, તુંદી, ને મુંર્ખાઈ, વગર.
ધરાયો છું બહુ પાંમી ચુકયોબી છું,
સીવાય પાક યઝદાં નથી ડરતો હું.
એ વાતે અનજુમન ડઘાઈ ગયું,
તો ગુદર્ઝે પીલતનને પાછું કહ્યું.
કે શાહ, ને દીલેરો, ને લશ્કર, નિદાન,
ધરાવે છે આં વખ્ત બીજુજ ગુમાન.
કે તું સરફરાઝ આં તુરકથી ડરેચ,
હરેક જણ ભરમમાં એ વાતો કરેચ. ૮૭૯
થયું તેમ, જો ગઝદહમે આપીચ ખબર,
તો તજવાં પડશે આંપણના ઘર ને દર.
જો ફીલતન જેવો ડરે જંગથી અગર,
તો હું ને તું કંઈ નથી તે જગો પર.
ગુસ્સાથી, ને કઝયાથી, શાહાનાં મુંદામ,
મેં જોયું, દરબારે થઈ ચરચા તમામ.
સોહરાબ જંગીનીજ વાતો કરતા અંદીઠ,
ફેરવ નાં જેથી શાહે ઈરાંથી પીઠ.
આં ગેતીમાં થયેલું પ્રખ્યાત તારૂ નામ,
ન કર, પાછો જઈ એવી રીતે ગુમનામ.

બીજું એ કે પાસે આવીચ ફ્રઓજ સખ્ત,
ન વાળ ઊંધાં વિણુ કારણે તાજો તખ્ત.
કીધુંચ તુરાંનીઓએ અપમાંન એ,
પસંદ પાક દીનનાં નથી કરતા જે.
કહી વાતો રૂસતમને તેંણે એ જ્યાર,
અજબ તેંહમતન થયો સમજી તેવાર.
સુની વાતો ગુદર્ઝની, દીધો જવાબ,
સેવા બહુ કીધીચ મેં આં દેશની શીતાબ.
કહયું, જીવું હીચકારો થઈ જો નિંદાન,
તે કરતાં તો તનથી ખેંચી કાઢું જાન.
ન જંગથી હું નાંહાસ્તો તું જાંણે છે યાર,
મગર જાંઉચ તુચ્છ જો ગણેચ શેહેરીયાર.
તેના કામે રૂસતમે જોયું જેવાર,
કે પાછો ફરે આવે તેની દરબાર.
બદનાંમીથી અચકી ને ફર્યો તે ખાસ,
ને આવ્યો ચાલી શાહા કાઊસની પાસ.
ઉભો શાહ થયો, જોયો દુરથી જેવાર,
ને ગઇ ગુઝરીની ચાહી માંફી અપાર.
સભાવ કુદરતીજ મારો છે તુંદ હાલ,
ઊગવુંજ જોઇયે, વાવ્યું રએ જે મીસાલ.
અને આ નવા શત્રુથી એકાએક,
નવા ચંદ્ર સંમ દીલ હતું નાનું છેક.
ન તો મુંજ સેપાહની તો છે તુંજ પનાહા,
તું તાજ, જોકે હું તખ્ત પર છું શાહા.

પીયુંચ તાહારી યાદેજ હંમેશાં હું જામ,
કોશેશ તારી મેહેરની કરૂચ સુબ્હો શામ.

છે મુંજ શાહી, તુંજ દબદબા તખ્તથી,
આપણુ બે છીયે ૧"જમ" તણાં વખ્તથી.

તુનેજ હું તો ચાહુ છું ગેતીમાં યાર,
હરેક કામે છે તું મદદનો કરનાર. ૮૮૧

તુને ચારો કરવા મેં તેડયો જેવાર,
થયો ગુસ્સે, આવ્યો તું મોડો તેવાર.

રે! પીલતન તું મુંજથી નારાઝ થઈ ગયો,
તો ખાક મોંઢે લઈ હું પશેમાં થયો.

કહયું રૂસતમે કે છે તાહારીજ જહાંન,
હુકમ છે તાહારોજ, હમો બંદા નિદાંન.

હું આવ્યોચ હવે, હોકમ આપે છે શું?
તું છે શાહે આલમ ને નોંકર છું હું.

હું ચાકર એક તારા દરવાઝાનો છું,
જો હોઊ તાબેદારીને લાયકનો હું.

જો લાંબી, થઈ ઝીંદગી તો સારી ઊમર,
રેહવશ તારી પાસે હું બાંધી કમર.

કહયું તેને કાઊસે અયે પહલવાંન,
સદા કાળ રેહેજે તું રઓશંન રવાંન.

ખુશીની ભર્યે આજ મહેફીલ અપાર,
અને કરશું કાલે લડાઇનો વિચાર.

ભરી બઝમ શાહોને લાયક તેવાર,
બન્યો મેહેલ ગોયા તે જંન્નતનો બાહાર.

૧ જંમશીદનાં.

તેડાવ્યા પછી હર રહીશો મુંદામ,
વધાવ્યાં ખુશાળીમાં ગોહર તમામ. ૮૮૨
સરોદ વાજાં વાંસ્લીઓનાં સાથે ખાસ,
ઊભી ચંમેલી મુંખનીઓ શાહાની પાસ.
પીધો રાત અરધી સુધી એમ શરાબ,
ખોલ્યા લબ બુઝર્ગોની યાદે શીતાબ.
પીધો દારૂ, થઈ ગેતી અંધારી પુર,
દીલે નાંમદારો થયાં [1]"મયેથી" ચુર.
બની મસ્ત ફર્યાં તે પાછા તમાંમ,
થવા આવ્યો પુરો જો [2]"શબનો અઇયાંમ."

## કાઊસનું સોહરાબની જંગ માટે લશકર ખેંચવું.

સીયાહ રંગની ચાદરને, ખુરશીદ જેવાર,
ફાડી ને આવ્યો પર્દામાંથી બાહાર.
કે ફર્માવ્યું કાઊસે ગેવ, તુસને,
તો બાંધ્યાં હાથીની પીઠે [3]"કુસને."
ખઝાનાનો દર ખોલી દીધો પગાર,
સેપાહ કીધી, અસ્બાઓ લાધી, સવાર.
કે સરદારો બખ્તરવાળા સોહઝાર,
આવી લાગા લશ્કરની જગ્યે સવાર.

૧ શરાબથી. ૨ રાતનો વખત. ૩ નગારાંને.

આવી મયેદાંને શેહેરથી. એક સેપાહ,
ઘોડાઓની ગર્દે[૧] હવા થઇ સીયાહ.
હવા બલુ, કાળી ઝમીન, થઈ નિદાંન,
નગારાંના શોરોથી ધુંજ્યું મયદાંન. ૮૮૩
કે મંઝીલ દર મંઝીલ તે ચાલી સેપાહ,
ચેહેરો નુરી ખુરશીદનો બન્યો સીયાહ.
ભાલા, નેઝા એનઓકી, ધૂળથી અપાર,
બલુ પર્દા પીઠે ગો આંતશ [૧]"શરાર"
તરેહવાર ભાલા, ને જુંડા ખુશાલ,
સોંનેરી જોડ઼ાઓ, ને સોંનેરી ઢાલ.
થી ગેયા કે વાદળ સીયાહ રંગ તમામ,—
ચઢયું, જેથી [૨]"ચંદરૂસ" વરસ્તો મુંદામ.
નાં પયેદા હતા જગમાં રાત અને દન,
નાં આંસ્મા, સીતારા, હતા કંઈ તદન.
આવી લાગા કિલ્લાનાં દરવાઝા પાસ,
ઝમીન, પાહાડ, ગેતીમાં ઢંકાયાં ખાસ.
બે કોસ નાંખ્યા ડેરાઓ તંબુ સવઈ,
હાથીઓ, ને નાંલોથી, ગેતી છુપઈ.
પુકાર ઉઠયો ચોકી અંદરથી ઝબર,
કે આવી સેપાહ, થઈ સોહરાબને ખબર.
અવાઝ તે સોહરાબે સાંભળ્યો જેવાર,
સફીલ પર ચઢી જોયું લશકર તેવાર.
આંગળીથી બતાવી હોમાંનને સેપાહ,
તે ફોજ, કે છેડોજ નાં હતો જેનો આહ! ૮૮૪

 ૧ આંતશની ચીંનગારીઓ. ૨ હીમ.

સેપાહ દુરથી હોમાને જોઇ દમ બ દમ,
કે દીલ થયું ડર ભર્યું બંધાયો દમ.
બોલ્યો તે પછી એમ પેહેલવાં સોહરાબ,
કે દુર કર તું અંદેશો દીલથી શીતાબ.
ન જોશે તું ફૌજ આંય ભારી અંદર,
થી એકબી ભારે ગુર્ઝનો જંગી નર.
કે આવે લડઈગાહમાં જે માહારી પાસ,
ગર ચારી દે આફતાબો માંહતાબં ખાસ.
તે હથ્યારો ને માણસો બીશુમાર,
છતાં નાં ગણુસ કોઈ દીલેર નાંમદાર.
હવે બખ્તથી શાહે અફ્રાસેયાબ,
કરશ આંય જંગલને દર્યાએ આબ.
વગર દહેશતે, ને વિચારે સોહરાબ,
નિંચે આવ્યો કીલ્લાથી ખુશ દીલ શીતાબ.
ને માગી સાકીથી એક દારૂની જાંમ,
લડઈથી દુઃખી દીલ કીધું નાં મુંદામ.
બેઠો ખાવા મહેફીલ સમારીને ખાસ,
દીલેરોબી શાહાના બેઠા તેની પાસ.

# રૂસતમનું સોહરાબનાં લશ્કરગાહમાં જવું અને તેનું ઝંદહરઝમને મારવું.

આં તર્ફથી શાહનાં તંબુઓ ખાસ,
ખેંચાયા મયદાંન અંદર કીલ્લાની પાસ. ૮૮૫
ડેરા તંબુઓ ને મરદ બીશુમાર,
લીધે કોહ મેદાંને જગા રહી ન યાર.
ગયો કુંચ ખુરશીદ જગથી કરી,
સીયાહ રાતે દામન દીવસ પર ધરી.
આવ્યો શાહાની પાસે તહમતન ઝબર,
લડાયક દીલે બાંધી જંગની કંમર.
હુકમ તાજવરનો મને હોય અગર,
તો જાંઉ હું કંમરબંદ, ને કોલાહ, વગર.
ને જોઉ કે નવો છે આં શહરયાર કોંણ?
બુઝર્ગો છે કોંણ? અને સરદાર કોંણ?
તાહારૂજ કામ છે, બોલ્યો કાઊસ નિદાંન,
તું રહો તન દરૂસ્ત અને રઓશન રવાંન.
હંમેશ તાહારો હોજો ખુદા નિગેહબાંન,
વચંન, વફાદારી, અક્લનો, નિદાંન.
પછી તહમતને એક તુર્કી લેબાસ,
પેહેરી આવ્યો છુપો તે કીલ્લાની પાસ.
આવી પુગો કીલ્લાની પાસે જેવાર,
તુર્કીઓનાં સાંભળ્યા ત્યારે પુકાર.

ગયો એમ તે ફીલ્લામાં મરદે દીલેર,
કે જાય જેમ હરણની તરફ નરે શેર. ૮૮૬
નઝરથી જોયા તેણે સરદારો કુલ,
ખુશાળીથી ખીલ્યો ચેહેરો ગોયા ફુલ.
જોયો તખ્ત પર મહેફીલ અંદર સોહરાબ,
એક હાથે હતો ઝંદહરઝમબી[1] શીતાબ.
બીજે હાથ સરદાર હોમાન દીલેર,
બીજો નાંમ ઉઠાવનારો બાર્માન શેર.
તો બોલ્યો, સોહરાબજ છે કુલ તખ્ત હાલ,
હતો જે એક તાઝાં સરવની મીસાલ.
બે બાઝુ તેની ગોયા ઉંટોની રાંન,
સીનો સિંહની છાતી, ચેહેરો, લોહી સમાન.
પેહેલવાંનોમાંથી સો દીલેર આસપાસ,
જવાંનો સરઅફ્રાઝ સિંહ જેવા ખાસ.
કડાંઓ પેહેરેલા ગુલાંમો પચાસ,
હતા રોશંન દીલ કરનારાં તખ્ત પાસ.
દોઆ સર્વે કરતા હતા સર બ સર,
શરીર, દબદબા, તાજ, પર, મોહોર પર.
છુપઈ તે જગેહ દુરથી તહમતન,
જોતો હતો તુર્કી દીલેરો તદન.
ઝંદહરઝમ ગયો બાહાર કાંમે નિદાંન,
સરવ જેવો જોયો બુલંદ પહલવાંન. ૮૮૭
હતો કોઈ લશકરમાં તે જેવો નહી,
ધરી તેને, તુંદીથી પૂછ્યું સહી.

૧–સોહરાબના મામાનું નામ.

કે તું કોણ છે તે મને દે જવાબ,
દેખાડ ચેહેરો રોશનીમાં આવી શીતાબ.
તો મુંક્કી એક તહમતને ગર્દનની પાસ,
તુરત મારી, તનથી ગયો જીવ ખાસ.
ત્યાંજ ઝેંદહરઝમતો સુકાઈ ગયો,
મજલેસ ને લડઇનો દીંન આંખર થયો.
જે વખ્તે કે સોહરાબે જંગનો કેયાસ,
કીધો, ને જવાનો વખત આવ્યો પાસ.
તો તેડયો ઝેંદહરઝમને માંદરે પાસ,
જોયો હતો બઝમમાં [1]"પહલવાંનને" ખાસ.
સમનગાં ઝમીનનાં તે શાહનો પીસર,
હતો નાંમી સોહરાબનો મામો મગર.
કહયું તેને અય જંગી રઓશન રવાંન,
હું મોકળુંચ તુને, સંગ આં નવજવાંન.
કે પોંહચે આં નામેવર 'ઇરાંન ખાસ,
પુગે તે દીલેરોનાં શાહની જો પાસ.
ને કીનાંને દીંન આવે સામું લશકર,
તો મેળવજે પીદરથી લાડકો પીસર. ૮૮૮
હવે રાહા બહુ જોઈ સોહરાબે ખાસ,
પણ સિંહ જેવો ઝેંદહરઝમ આવ્યો ન પાસ.
કીધી ઝેંદહરઝમ પર સોહરાબે નિગાહ,
ગયો કયાં? છે બઝમમાં ખાલી જગાહ.
ઉંધો પડયો જોયો, આવી એકે પાસ,
હતો જાંન તનથી, તેનો ગયેલો ખાસ.

1—યાને રૂસ્તમને.

કહી વાત સોહરાબને જઈ શીતાબ,
થયું જેથી બંધ તેનું ખાવું ને ખ્વાબ.
જોયો તેઓએ જઈ તેને, પડયો ખ્વાર,
ઘરાયલો તે મીજલસ ને જંગથી અપાર.
ફર્યા દર્દથી પાછા કરતા પુકાર,
આવ્યા દુઃખથી પીગળાવતા દીલને અપાર.
સોહરાબને કહયું કે ઝેંદહરઝમ ગયોચ,
પુરો [1]દી તેનો, બઝમ જંગનો થયોચ.
શેતાબ ઉઠયો સોહરાબ સમજી તે હાલ,
આવ્યો ઝેંદહરઝમ પાસે ધુંઆં મીસાલ.
ચેરાગ ગવૈયા, નોંકરો, સંગ નિદાંન,
આવી જોયો મુંરદું તેને બેગુમાંન.
હેરત, ને અજબ, રહયો તેથી નિદાંન,
બોલાવ્યા તેંણે દીલેરો ને પેહેલવાંન. ૮૮૯
બોલ્યો આજ રાતે ન કર્યે આરામ,
કાઢયે નોંકે નેઝા આં રાતે તમામ.
કારણ કે વરૂ આવી મેંઢાં દરમ્યાંન,
ને જોઈ ગયું ભરવાડ, કુતરાં, બેધ્યાંન.
કે લઈ ગયું બકરૂ એક જંગી દરમ્યાંન,
ફેંકી ગયું ખ્વારીથી લોહી લુહાંન.
મદદથી અગર તે જહાંન આફ્રીન,
ઘસશે મુંજ ઘોડાની નાઅલો ઝમીન.
શીકારબંદથી ઝીનના કમંદ ખોલી દઈશ,
ઈરાંની પર કીનો ઝેંદહરઝમનો લઈશ.

૧ દીવસ.

આવી બેઠો તખ્તે પોતાનાં મુંદામ,
તેડયા તેંણે પાસે બુઝર્ગો તમામ.
ને સિંહ જેવો સોહરાબ બોલ્યો તેવાર,
કે અયે દાંનાવો દીલેરોનાં સરદાર.
જોકે તખ્તથી ઝેંદહરઝમ ગુંમ થયોચ,
તો પણ બઝમથી જીવ ધરઈ કયાં ગયોચ?
ફર્માવ્યું હોમાંનને કે પીજ્યે શરાબ,
શરાબથી તોડયે ફૌજ ગમની શીતાબ.
ફર્યો પાછો શાહ પાસે રૂસતમ જેવાર,
હતો ફ્ઓજે ઇરાંનો ગેવ ચોકીદાર.
જોયો જંગી પીલતનતે આવતો જેવાર,
તેવોજ મારી હાથ ખેંચી મ્યાંનથી તલવાર.
માર્યો મસ્ત હાથી જેવો એક પુકાર,
ધરી ઢાલ સર, થયો લડવા તૈયાર.
હતો જાણતો રૂસતમ કે ઈરાં સેપાહ,
નો રાતથીજ તલાયો છે ગેવ આંએ રાહ.
જેથી હસ્યો તે, ને પુકાર કીધો શાદ,
સમજ્યો તલાયાએ રૂસતમનો સાદ.
આવ્યો પ્યાદો થઈ તેની પાસે તેવાર,
ને બોલ્યો અય સરદાર જંગના કરનાર.
હતો કાંહાં તુ પેયાદો અંધારી આં શબ,
તો તેંહમતને ખોલ્યા એ વાતો પર લબ.
કહયું ગેવને જે કીધુંતું તમામ,
જેવી રીતે માર્યો શેરે નર મુંદામ.

દોઆ કીધી વખણુંચલા ગેવે તેપર,
નાં હોતાં ગેરઝ, ઘોડો, ઝીન, તું વગર.
પછી ત્યાંથી ચાલ્યો તે પાદશાહુની પાસ,
કીધી વાતો તુર્કી, ને મહેફીલની ખાસ.
સોહરાબની, તેનાં કદ બુલંદની, મુંદામ,
બાઝુ, ખભાં, છાતી, ગરદનની તમામ. ૮૯૧
નથી એવો પયદા કોઈ તુર્કીમાં હાલ,
તેનું કદ છે સીધું, સરવની મીસાલ.
ઈરાંન કે તુરાંનમાં નથી જોડીદાર,
કે છે ગોયા બસ તે તો સાંમેસવાર.
ઝંદહરઝમની ગરદંન પર મુંકકીની યાદ,
ના જંગમાં કે મહેફીલે આવ્યો તે બાદ.
મંગાવ્યા એ કહી તંબુરા, મએ, મુંદામ,
કાઢી રાત લશકર સમારવા તમામ.

## સોહરાબનું હજીરથી ઈરાંનનાં સરદારોનાં નાંમ અને નિશાંનનું પુછવું.

કે ઢાલ ઉંચકી આફતાબે, ઝરરીન અગર,
આવી ગેતી વાદળનાં સરથી ઉપર.
તો સોહરાબે પેહેર્યું લડઈનું બખ્તર,
સવાર થયો કાળા ઘોડાની ઉપર.

હતી તેગ઼ હીંદી એક છાતી અંદર,
શાહી કોલાહુબી એક હતી સર ઉપર.
કમંદ સાઠ પેંચી શીકારબંદ ઉપર,—
હતો વળમાં વળ, મોહું ગુસ્સાથી તર.
તે આવ્યો જગા ઊંચી જોઈ એક ખાસ,
કરવા લાગો ફ઼ઓજે ઇરાં, ની તપાસ.
ફ઼રમાવ્યું જેથી આવ્યો પાસે હજીર,
કહ્યું તેને વાંકો કદી હોય ન તીર. ૮૯૨
કારણ વાંકો હોય તો ન લાગે નિશાંન,
પડેચ ઊંધો, ઝખ્મ ન કરતો નિદાંન.
તું ચાહે, દુઃખી નાં કરે જુઠઈ અગર,
તો હર વાતે સચ્ચઈ તું અખત્યાર કર.
પુછું વાત કેહેજે તમામ રાસ્ત યાર,
નાં કરતો તું ખોટો ને વાંકો વિચાર.
જો મુંજથી તું ચાહતો હોય છુટવા અગર,
બુલંદ થવા માંગે અંજુમનમાં હર.
ઇરાંન માટે પૂછું તે કેહે સર બ સર,
નાં સચ્ચઇથી ફ઼ેરવતો મોંહુ મગર.
અગર વાતો સાચી તું કેહેશે દરેક,
તો પાંમશે તું માહારેથી બદલોબી નેક.
હું આપશ ખઝાનોબી તુને ભરપુર,
હદયો ને સર્પાવ પાંમશે મુંજથી ઝરૂર.
અને કંઈ જો બોલશે તું જુઠું તમામ,
તો બંદ, ને તુરંગ, રેહેશે તાહારૂ મુંકામ.

હુજીરે જવાબ દીધો કે શહરીયાર,
જે પુછશે ઈરાંની સેપાહ માટે યાર.
હું જાંણુતો હોઈશ તે સર્વે કેહુવશ તને,
જોઇયે ખોટું શા માટે બોલવું મને. ૮૯૩
કે રાસ્તી સીવાય મુંજથી જોશે ન તું,
જુઠઇનો તો લાવશ વિચારબી ન હું.
ન રાસ્તીથી બેહેતર છે જગમા કોઈ હાલ,
જુઠઈ કરતાં બુરો નથી કોઈ ખ્યાલ.
કહ્યું તેંણે લંબાણુથી પુછશ હું આજ,
ગર્દનકશો, પાદશાહ, ને લશ્કરને કાજ.
કે તે મુંલ્કના નાંમદારો તમામ,
તુસ, કાઊસ, ગુદર્ઝને, માટે મુંદામ.
દીલેરો ને પેહેલવાંને ઈરાં ઝમીન,
શું ગોસ્તેહુંમ, ને ગેવ, નાંમી યકીન.
શું બેહરાંમ, અને રૂસતમે નાંમદાર,
વિષે પુછું તુને તે કહે મને યાર.
તમામ દે નિશાંની મને તું અગર,
જો ચાહુતો હોય જીવવા ને તન ઉપર સર.
આ રંગ બેરંગ રેશમી ડેરાઓ જણાય,
જેમા તંબુ છે ચિત્તા ચર્મોનાં આય.
બાંધ્યાચ જીવતા હાથીઓ સો જેની પાસ,
છે [1]"નાઈલ" જેવું તખ્ત ફીરૂઝાનું ખાસ.
ને જુંડો એક પીલો છે ખુરશેદ [2]પયેકર,
ઝરીન ચંદ્ર માંથે, આસમાંની કવર. ૮૯૪

૧ નદીનું નાંમ. ૨ સુરત.

તે ૧"કૂલ્બે સેપાહમા" છે કોંણનું મુકામ?
ઈરાંની દીલેરોમાં શું તેનું નામ?
તે બોલ્યો કે છે તે તો શાહે ઈરાંન,
છે દરપર જેનાં હાથી, સિંહો, નિદાંન.
તે બાદ પુછયું તેંણે સીધા હાથ ઉપર,
છે સાંમન, ને હાથી, સવારો. ઝબર.
ને ડેરોબી ખેંચેલો છે જે સીયાહ,
ઉભીચ સફ સમારી તે પાસે સીપાહ.
છે તંબુઓ હદથી ઝીયાદા ચોમેર,
કે પછવાડે હાથી, ને આંગળ છે શેર.
હાથી સુરત ઝુંડો ગાડેલો તે પાસ,
ઝરીન જોડાના છે સવારોબી ખાસ.
ઇરાંનીઓમાંથી છે શું તેનું નાંમ?
તથા કહી જગાએ છે તેનું મુકામ?
જવાબ દીધો નવદરનો તુસ એ કેહવાય,
જેનો ઝુંડો હાથીની સુરત છે આય.
વળી તે છે સરદાર અને તુખ્મે શાહ,
સેપાહ તોડનારો સરફરાઝ ૨"કીનાંખાહ."
નથી ટકતો સિંહ તેનાં ઝખ્મોની પાસ,
ચોથઇ આપેચ મોટા, તેનાં ડરથી ખાસ. ૮૯૫
પુછયું પેલો રાતો જે ડેરો છે ખાસ,
ઉભેલું છે લશકરબી એક જેની પાસ.
છે ઝુંડો સિંહ સુરતનો આંસ્માની એક,
ગોંહર તે ઝુંડા વચ્ચે જળકેચ દરેક.

૧ લશકરની કત્લગાહમાં. ૨ જંગનો કરનાર.

જે પાછળ છે લશ્કરબી ભારી મુંદ્દામ,
છે નેઝા ને બખ્તરો સાથનું તમામ.
તે છે કોંણુ કહી દે મને તેનું નામ?
ખરાબી નાં જુઠઈથી કરતો તમામ.
કહયું તે છે જળકાટે આઝ.દગાંન,
કે ગુદર્ઝ, સરદારે કેશ્વાદીયાંન.
દીલેર કાપેચ જંગમાં સેપાહો ખુશાલ,
બેટા એંસી છે શેરો, હાથી, મીસાલ.
તેની સામે હાથી શું છે વખતે જંગ,
શું જંગલનો સિંહ કે શું પાહડી [1]"પલંગ."
વળી પુછયું લીલો જે ડેરો છે ખાસ,
ઈરાંની બુઝર્ગો ઉભાચ જેની પાસ.
તેની વચ્ચે છે તખ્તબી કીંમની ખાસ,
છે ગાડેલો કાવ્યાંની જુંડો જે પાસ.
બેઠેલો છે એક પહેલવાં તે ઊપર,
ખભાં જંગી, દબદબો, ગર્દન, ઝબર. ૮૯૬
જે લોકો ઉભા છે તેની આસપાસ,
તે કરતાંબી માંથાપુર ઊંચો છે ખાસ.
તે પાસ ઘોડો છે ઊંચો તેટલોજ ઝબર,
હું નહીં જોતો તે જેવો ઘોડો દીગર.
હરેક વખ્ત ખંખારે છે તે અગર,
તો મોજ મારે છે ગોયા દર્યો ઝબર.
પાખર સાથનાં હાથીઓ છે તેની પાસ,
ઉછળેચ પોતાની જગેહ તે મર્દ ખાસ.

૧ વાઘ.

ઈરાંનમાં નથી ઊંચો તે જેવો નર,
કમંદ તેનાં પગ સુધી લટકેચ ઝબર.
તું જો અઝ્દાહ સુરત છે જુંડો મગર,
ને વાંસ ઉપર સોંનેરી સિંહનું છે સર.
ધરાવે છે શું નાંમ જંગી સવાર?
જે હર વખ્ત સિંહ જેવો મારેચ પુકાર?
હજીરે તે વખ્તે વિચાર્યું નિદાંન,
અગર પેહેલવાંન પીલતનની નિશાંન.
જો આપું છું નેક દીલ આં શેર મર્દને,
તો રૂસતમની કાઢશે તુરત ગર્દને.
ભલું એજ કે રાખું છુપાવી મુંદામ,
છેકીજ નાંખુ જંગીઓમાં તેનું નાંમ. ૮૯૭
કહ્યું એક ચીનથી મદદગાર ખાસ,
નવોજ આવેલો છે જે પાદશાહની પાસ.
મુંબારક હજીરને પુછયું તેનું નામ,
કહ્યું નામ જાંણુતો નથી હું મુંદામ.
બીજી વાર પુછયું સોહરાબે મુંદામ,
બતાવ કોઇબી રીતે એ ચીનીનું નામ?
જવાબ તેને દીધો હજીરે તેવાર,
આ સિંહને ધરનારા હુંનરમંદ સરદાર.
હતો તે વેળાએ હું કીલ્લામાં ખાસ,
જે વારે તે આવ્યો હતો શાહની પાસ.
છે તેજ ચીની પહલવાં હું ધારૂચ યકીન,
જેનાં સાજ, હથ્યારો, છે કુલ નવીન.

થયું દીલે સોહરાબ ગમગીં નિદાંન,
કે રૂસતમની કેથે મળી નાં નિશાંન.
નિશાંને પીદર માંએ આપીતી ચાર,
તે જોઈ તોબી આવ્યો ન તે પર ઇતબાર.
હુજીરને મોંઢે ન્હાતો પીદરનું નામ,
કે દીલ પડે થંડુ તે સમજી તમામ.
પણ લેખ હતો ન્યારો તેનાં સર ઉપર,
જે ફરમાંન, નથી થતું વધ ઘટ મગર. ૮૯૮
કઝાનું એ પક્ષી ફેલાવે છે પર,
તો ડાહયા બનેચ અંધ બેહેરા ઝબર.
પછી પુછીયું સરદારો માટે મુંદામ,
જે ખેંચ્યો છે ડેરો એલાહેદો તમામ.
ઉભેલા છે હાથી ને પુષ્કળ સવાર,
ને નીકળે છે કર્નાયનાં શોરો અપાર.
છે તે પાસે જુંડો વરૂ સુરત એક,
છે સર જેનું સોંનેરી, વાદળમાં છેક.
છે વચ્ચે સરાપર્દાની તખ્ત ખાસ,
ગુલાંમોની સફ ઉભી છે જેની પાસ.
ઇરાંનીમાં કહે કોંણુ તે નરનું નામ?
છે કોંણની બુન્યાદ? મર્તબો શું મુંદામ?
કહયું ગેવ છે તે ગુદર્ઝનો પીસર,
જેને જંગી ગેવ કેહેચ દીલેરો મગર.
ગુદર્ઝીમાં મોટો, ને છે નેંક અપાર,
છે બે ભાગ ફઓજે ઇરાંનો સરદાર.

સરઅફ્રાઝ રૂસતમનો દાંમાદ તે,
થોડાજ ઈરાં ઝમીનમાં તે જેવા છે.
પુછયું તેને જે બાજુ રોશંન ખુરશેદ,
ઉગેચ ત્યાં હું જોઉ છું એક પર્દો સુફેદ. ૮૯૯
સવાર રૂમી કપડાંઓનાં જેની પાસ,
હઝારથી વધુ ઉભા સફ ખેંચી ખાસ.
કે પેયાદા નેઝા અને ઢાલનાં ધરનાર,
નું લશકર જમાં થયલું છે બીશુમાર.
પરદા રેશમી લટકે છે સુંદર તમામ,
ટોળાંબંધ ઉભા સફ સમારી ગુલામ.
હાથીદાંતનાં તખ્તે બેઠોચ નાંમેવર,
છે સાગની ખુર્સી, હાથીદાંત તખ્ત પર.
શું નાંમ નાંમદારોમા છે તેનું યાદ?
સરદારોથી છે, યા કે શાહી ઔલાદ?
કહયું એમ ફરીબોર્ઝ તું તેને માંન,
છે ફરઝંદે શાહ, તાજે પહેલવાં નિદાંન.
સોહરાબે કહ્યું કે છે રાસ્તીજ યાર,
કે પાદશાહનો બેટો અને તાજદાર.
ને હર તર્ફથી ગેતીનાં શાહની પાસ,
સેપાહ સાથે આવે સરદારોબી ખાસ.
પુછયું પેલો પીલો છે ડેરો ઝબર,
ઉભાચ કંઈક પેયાદા જેના [1]"દર" ઉપર.
ને રાતા, પીળા, આંસ્માંની, તે પાસ,
ખેંચેલા છે હર તરેહ જુંડાઓ ખાસ. ૯૦૦

૧–દરવાઝા.

છે પછવાડે ભુંડ સુરત ઝુડો ઝબર,
ને કદ લાબુ સોનેરી માહતાબનું સર.
કે ગર્દનકશોમાં છે શું તેનું નામ?
શું જાણેચ નિશાંન માટે તેની મુંદામ?
કહયું કે ગોરાઝે છે તેનું તો નાંમ,
ફેરવતો નથી સિંહની જંગથી લગામ.
છે કાવેની અવલાદનો હુશ્યાર તે,
પરવાહ રંજો ગમની નથી કરતો જે.
ન કહી, તેણે શોધી પીદરની નિશાંન,
ને રાખ્યું છુપાવી સચ્ચાઈનું બયાંન.
શું કરશે જગમાં? કીધુંચ પોતે તમામ,
ખુદાજ પરવાર્યો છે કરી સર્વ કામ.
લખ્યુંતું ઝમાનાએ બીજુંજ એંમ,
કે ચાલવું જોઇયે, તે ચલાવે છે જેંમ.
જો ત્રણ પાંચની ગેતીથી બાંધશે તું દીલ,
તો જોશે તેથી ઝેહેર, દુઃખ, ને મુંશકીલ.
પુછયું સરફરાઝે તેને બીજી વાર,
કે જોવા આતુર હતો જેના દીદાર.
લીલો તંબુ ને પેલો ઘોડો બુલંદ,
કેતેજ મર્દ ને તેજ વાંકી કમંદ. ૯૦૧
જવાબ દીધો સરદાર હજીરે નિદાંન,
છુપાવવું ન જોઇયે તુંથી કોઈ બયાંન.
ગર અટકું છું નામ લેતાં ચીનીનું તે,
પીછાણતોજ નથી, તેનું કારણ છે એ.

૧ દરવાઝો.

સોહરાબે કહયું કે નથી કંઈ એ [1]"દાદ"
સખુન રૂસતમ માટે નથી કરતો યાદ.
કે જે વળી દુન્યાંનો હોય પેહેલવાંન,
તે રેહેતો નથી છુપો લશકર દરમ્યાંન.
કહયુંચ તેં, તે લશકરનો સરદાર છે,
ઝમીન હર મુંલકનો નિગેહદાર છે.
સેપાહ જંગમા લઈ જાયચ કાઊસ જે વખ્ત,
ને ગોઠવે છે મસ્ત હાથી પર તાજો તખ્ત.
હોવો જોઇયે સરદાર જહાંપહલવાંન,
ઉઠે શોર જ્યારે કે જંગને મયદાંન.
ફરી તેને દીધો હજીરે જવાબ,
કે શેરોને ધરનારો પેહેલવાં શીતાબ.
ગયો હશે ઝ.બુલેસ્તાંને મુંક઼ામ,
કે બાગ઼મા છે મેઝબાંનીનો આં હુંગામ.
સોહરાબ બોલ્યો નાં બોલ એવા હરફ,
કે સરદારો આવે લડઈની તરફ. ૯૦૨
ને બેસે રાંમેશાનીમાં જહાંપેહેલવાંન,
હસી કાઢે એ વાતે પીરો જવાંન.
મેં તું સાથે ક઼ઓલ આજે કીધો છે એક,
હું કહુંચ વાત, ગમતી ન લાંબી દરેક.
દેખાડશે જો રૂસતમ પહલવાં અગર,
થશે સરફરાઝ અંજુમનમા તું હર.
તુને જગમાં હાજત વિનાંનો કરશ,
છુપો થયેલો ખુલ્લો ખઝાનો કરશ.



[1] ઈનસાફ.

એ ભેદ રાખશે મારેથી છુપ્યો મગર,
છુપાવવાનું નહીં, તે છુપાવશે અગર.
તો રાખશ ન સર તાહારૂ તનની ઉપર,
પસંદ તું આં બે વિચારોમાંથી કર.
નથી જાંણુતો? મુબેદે વાત શાહની પાસ,
કહીતી છુપો ભેદ ખોલતાંજ ખાસ.
કે વાત ભેદી, કાપ્યા વિન હીરા સમાંન,
કાપી જેને સાફ નથી કીધો નિદાંન.
પણ બંધથી તે ગાંઠ ખુલ્લો થઈ જાય છે,
પ્રકાશીત સુરજ સમ અમુલ થાય છે.
હજીરે જવાબ દીધો અયે શહરીયાર,
ધરાએ મોહોર તાજો તખતથી જેવાર. ૯૦૩
તો ગેતીમાં લડવાનો કરજે વિચાર,
જે જીવથી કચડેચ મસ્ત હાથીને ચાર.
તુ પોતે જુએ તેની ચુંગાલ અગર,
તથા રોબ, સુરત, ને ગર્દન, ઝબર.
તો જાંણે કે તેનાથી પાંમે ન રહા,
શું દેવો, કે સિંહો, કે નર અઝદહા.
એરણુ તોડનારા ગુર્ઝના ઝખ્મે ચાર,
બસો જણનાં ભેજાંને કાઢે છે બાહાર.
આવે કોઈથી રૂસતમ [1]"હમનબર્દમાં,"
આંસ્માંને હોય સર, લાવે છે ગર્દમાં.
ઝમીન પર મુકાબલે નથી તેને [2]"પીલ,"
નથી રખ્શના પગની રજ જેવી [3]"નીલ."

૧ મુકાબલામાં. ૨ હાથી. ૩ નાઈલ નદી.

છે ઝોર તેના તનનું ગો સો ઝોરેમંદ,
ઊંચા જાહાડથીબી છે માથું બુલંદ.
જો થાય છે તે ગુસ્સે લડઇને દીવસ,
શું શેરો, શું હાથી, શું મર્દો, છે બસ.
ન ચાહાતો હું તે સાથે ઉતરે મેદાંન,
હરીફ હોય અગર સખ્ત કોહનાં સમાંન.
કે રૂસતમના હુંન્નરો ગેતીમાં ખાસ,
છે મશહુર સરવે સરદારોની પાસ. ૯૦૪
પસંદ જંગ તે સંગ તું કરશે ન યાર,
ધરે હાથ જ્યારે તે હીંદી તલવાર.
નથી જોયા જગમા તેં જંગી તેઓ?
ધરાવતા હતા ગુર્ઝ ભારી જેઓ?
અફ્રાસ્યાબ અને પેલો ચીની સરદાર,
ઝમીંને તુરાંના બીજા નાંમદાર.
કે પીલતન તે રૂસતમે જંગની તલવાર,
થી વર્સાવ્યો આંતશ તેઓ પર અપાર.
બુલંદ તુખ્મ સોહરાબ બોલ્યો તે વખ્ત,
સીયાહ છે ગુદર્ઝ અને કેશવાદનું બખ્ત.
છતાં ઝોર દાંનઈ અને આં હુંનર,
તું જેવાને કેહવો પડે છે પીસર.
જોયા છે તેં કયાં મર્દોને સરફરાઝ?
સમજ્યા કયાં ઘોડાનાં પગનાં અવાઝ?
કે રૂસતમની તારીફ ઝબાંનેથી ગાઇ,
હરેક વખ્ત તેનીજ કરે છે બડાઈ.

હું જોઈશ તેને જ્યારે, તો જાંણુશે તું એંમ,
કે વા થી દર્યો ભારી ધ્રુંજે છે કેંમ.
તું આંતશનો ડર એટલા માટે ધરેચ,
કે દર્યો જો શાંતીથી વેહયા કરેચ. ૯૦૫
પણ દર્યો લીલો આવેચ જોશમાં જેવાર,
નથી ટકતો તેઝ આંતશી દંમ લગાર.
પડેચ ખાબમા રાત અંધારીનું સર,
સુરજ ખેંચે છે તેઝ શમશીર અગર.
બોલ્યો એટલું પેહેલવાંન સોહુરાબ જ્યાર,
થયો ગ઼મગીં હર વાતે લાવી વિચાર.
કીધું દીલથી નાંદાં હજીરે ધેયાંન,
અગર ૧"શેરગીર" પેહેલવાંનની નિશાન.
ભારી હાથનાં તુર્કીને આપુ મગર,
જે ગર્દન, ને શાહી બેઠકનો, છે નર.
તો લશકર તે જંગી જમાંવશે ઝરૂર,
ને પીલતન ઘોડાને દોડાવશે ઝરૂર.
તો કૌવત, ખભાં, ને ગર્દનથી, ઝબર,
માર્યો જશે રૂસતમ તેના હાથ ઉપર.
તો જંગીઓમાંથી કોઈ જંગી સહી,
તેની સાંમે લડવાને આવશે નહી.
ઈરાંનીમા લડનારો રેહેશે નહી,
છીનવશે તખત શાહ કાઊસનું સહી.
દાંનાવ કહે છે મરવું ભલું કરી નામ,
હારી શત્રુથી જીવવા કરતાં મુંદામ. ૯૦૬

૧ સિંહ પકડનાર.

મરશ ગર એનાં હાથ ઉપર હું શીતાબ,
ન થાશે સીયાહ દીંન કે લોહી જેવું આબ.
ગુદર્ઝ છે, ને વખણાયલા એંસી પીસર,
તમામ છે જે તારીફ ભર્યા નામવર.
છે ગેવ, ફ્રઓજ તોડનાંરો દુન્યાં જીતનાર,
હરેક જગેહ છે અંજુમનનો સરદાર.
શુ બેહરાંમો, રેહાંમ, ગરદંનફ્રરાઝ,
તથા જંગી શીદુશ છે [1]"જંગસાઝ."
દોઆ કરશે મુંજ પર મરણ બાદ હંમેશ,
લેવા જીવ દુશમનનો કરશે કુશેશ.
ઈરાંનમા હું જીવતો રહયો નહીં તો નહી,
છે યાદ એજ મને પાક મુંબેદથી સહી.
ઝમીનથી કુટે સર્વનું તન ને સર,
તો ઘાસથી કરે કાંય પ્રીતિ તીતર.
સોહરાબને કહયું તુંદ થાય છે શું કામ?
પુછવુ તાહારૂ રૂસતમ માટે છે તમામ.
કીનો ખોટો શા માટે શોધે છે હાલ,
એવા બેહુદા પૂછી મુંજને સવાલ.
કે જે વાતોની હોય મને નાં ખબર,
માંગેચ કાપવા તેવા કીનામાં સર. ૯૦૭
તો ખુંન કરવા બાહાંનુ નહીં કર અને,
એવાં છીતાં શા માટે જોઇયે તને?
કરી શકશે પીલતનને તું નાં શેકસ્ત,
સેહલઈથી તે આવશે નહીં તાહારે દસ્ત.

૧ જંગનો કરનાર.

તુ હરગેઝ ન લડતો તે સાથે મુદ્દામ,
તાહારીજ ગર્દ કાઢશે તે જગમા તમામ.

## સોહરાબનું કાઉસના તંબુ ઊપર હુમલો કરવું અને તેનું ખૂંટીઓનું ઉખેડવું.

કઠણ વાતો સંમજી એવી તેંણે જ્યાર,
તો પીઠ ફેરવી જંગીના સરદારે ત્યાર.
છુપું મોંહ કરી તેનાથી બોલ્યો નહી,
અજબ થયો ભેદી તે વાતોથી સહી.
નિચે નાંખ્યો, હાથ ઉંધો મારી ઝબર,
આવી બેઠો પોતાની બેઠક ઊપર.
કીધો તેંણે લાંબો અતીશય વિચાર,
ને હર રીતે સાંમાને જંગ કીધો ત્યાર.
પછી બાંધી કીંનાને માટે કંમર,
શાહી સરથી કાઢયું તેંણે તાજે ઝર.
પેહેરી લીધું બખ્તર અને મુંકી સર,
હવા માંફક ટોપ એક રૂમી ઝબર.
સજી ઉભો ભાલો, કમંદ, ને કમાંન,
ગોરઝ ભારી, તે દેવબંદ પહલવાંન. ૯૦૮
ઉછળ્યાં રગો, લોહી, તુંદીથી સખ્ત,
કે બેઠો તે તેઝી ઘોડા પર તેવખ્ત.

ગોયા મસ્ત હાથી ગયો જંગ મ્યાંન.
કુદયો ઘોડોબી ચા,લતા કોહ સમાંન.
ઈરાદો લડઈનો કરી આવ્યો બાહાર.
ઉડાવી ગરદ માંહાનાં મોંહ તક અપાર.
આવ્યો ફોજની સફ સુધી દોડી ખાસ,
ને પોંહચ્યો વળી શાહા કાઊસની પાસ.
કે શેરનાં પંજાથી ગોરખર જેવા ચાર,
નાંહસ્યા તેનાંથી દીલેરોનાં સરદાર.
લગામ, હાથ, પગ, ને રેકાબોને ચાર,
તથા બાઝુ, ભાલો, જોઈ આબદાર.
નાં ઈરાંની ફ્ઓજના દીલેરો અંદર,—
થી હીંમત કીધી તે પર કરવા નઝર.
થયા પછી એકઠા દીલેરો નિદાંન,
ને બોલ્યા, છે હાથીને તનનો પેહેલવાંન.
આંસાંનીથી કોઈ તેને જોઈ શકતું નહી!
તો તે સાંમે કોંણ જાય લડવા સહી?
પુકાર્યો પછી જંગી સોહરાબ ખાસ,
ને લાગો કેહવા શાહા કાઊસની પાસ. ૯૦૯
કહયું મર્દે આઝાદનાં શાહ મુંદામ,
આ જંગના મયદાંને છે તારૂ શું કામ?
તેં શા માટે રાખ્યું છે કયકાઊસ નાંમ?
જો સિંહોની જંગમાં ન ટકતો મુંદામ?
અગર નેઝો મુંઠીમા વાંકો ધરશ,
તમામ તાહારાં લશ્કરને બેજાં કરશ.

સોગંદ એક ખાધા છે મહેફીલે સખ્ત,
જે રાતે ઝેંદહુરઝમ મુંવો છે તે વખ્ત.
નાં એકબી રાખશ ઈરાંની નેઝાદાર,
સુબી દેવશ કાઊસને જીવતો હું યાર.
છે કોણ તેઝ પંજાનો ઈરાંની ખાસ?
કે આવે આં જંગ મયદાંને માહારી પાસ?
છે કાંહાં ગેવ, ગોદર્ઝ, અને તુસ, દીલેર,
ફરીબોર્ઝ કાઊસનો. ગોસ્તેહમ, શેર.
સવાર ગેતીનો રૂસતમે નામેવર,
તથા [1]ઝંગે, બાહાદુર પહેલવાં દીગર.
આવે, અને મર્દી બતાવે નિદાંન,
કીનો લેવા ગુસ્સાથી જંગને મયદાંન.
ઉભો એટલું બોલી તે ખાંમોશ શીતાબ,
ઈરાંનીમાં કોઇએ નાં દીધો જવાબ.
આવ્યો જોશમાં તે જગાએથી ખાસ,
ધસી ગયો સાંમો તે ડેરાની પાસ.
ઝબર ભાલાથી, વાંકી પીઠે અજબ,
ઉખેડી સીતેર ખુંટી મારી ઝરબ.
કે એક ભાગ ડેરાનો લચ્યો તેવાર,
કર્નાયનાં નિકળ્યા ચોબાઝુ પુકાર.
થયો ગમગીં કાઊસ, અને દીધો સાદ,
કે અય નાંમદારો, મુબારક ઔલાદ.
કરો જઈ ખબર એક રૂસતમની પાસ,
આં તુર્કીથી મગ્ઝે દીલેર ગયાંચ ખાસ.

[1] શાવરાંનનો ઝંગે.

હરીફ કોઈ સવાર નથી તેનો મુંદામ,
ઇરાંનીમા કોઈબી ન કરશે એ કામ.
કહયો તુસે કાઊસનો જઇને પેગામ,
કહયા તેને સમજેલા સર્વે કલાંમ.
કહયું રૂસતમે તેને કે શાહ દરેક,
જે તેરતો હતો જો મને એકાએક.
તે જંગ કાજ, યા બઝમ કાજે, મગર,
કાઉસથી ન જોયું લડાઇનાં વગર.
ફરમાવ્યું કે ઝીન બાંધે રખ્શ ઉપર યાર,
ને થાય કીના માટે સવારો તૈયાર. ૯૧૧
જોયું રૂસતમે તંબુમાંથી મયદાન,
કે હમણુાંજ આવ્યો ગેવ રાહથી નિદાન.
તે ઝીન બાંધતો રખ્શ જળકતા ઉપર,
ને ગુર્ગીનબી કેહેતો કે જલદી તું કર.
તથા ગોર્ઝ સંગ તંગ બાંધતો રેહામ,
તુસે હાથ પાખર ધરીતી મુંદામ.
અને કેહતા એક બીજાને વેકો યાર,
સમજયું એ તંબુથી તહમતને જ્યાર.
કહયું દીલથી છે જંગ અહરીમંદી આજ,
કયાંમત નથી આંય એક તનને કાજ.
તો બબ્રેયાંન પેહેરી લીધું બુલંદ,
ને કયાંની બાંધ્યો કંમરે કંમરબંદ.
બેસી રખ્શ પર ચાલ્યો રાહાને દરમ્યાંન,
ઝવારહ સેપાહ, તખ્તનો, નિગેબાંન.

કહ્યું હુમાંથી આગળ જતો નાં નિદાન,
ન મુંજ સીવા કરતો કોઇ જંગી પર કાન.
ગયા તેઓ જુંડો તેની સાથે લઈ,
કે જંગ માટે ચાલ્યો ગુસ્સા ભર્યો થઈ.
કે સોહરાબની બાઝુને, ગર્દન, ખુશાલ,
પોહળી છાતી જોઈ સાંમ જંગી મીસાલ. ૯૧૨
કહ્યું હુમાંથી જઇયે આપણ કોઈ થાંમ,
એકાંત જંગ લાયકની જગ્યે તમામ.
આવ્યો ત્યારે જોશ અંદર જંગી સોહરાબ,
દીલેર નાંમી પીલતનને કેહેવે શીતાબ.
હાથ ચોલ્યા સોહરાબે હાથો ઉપર,
ને સફથી ગયો જંગ મયેદાં અંદર.
ચાલ જઇયે, બોલ્યો તે રૂસતમની પાસ,
એક જગ્યે બેહુ પેહેલવાં મર્દ ખાસ.
ઈરાંનો, તુરાંથી, કોઈ જોઇયે નહીં,
છઇયે હું ને તું બસ આં જંગમાં અહીં.
બુલંદ કદ, ને બાઝુ, છે ગર્દન, મગર,
થયો છે તું કમઝોર લાંબી ઊમર.
લડઈગાહ જગા નથી તાહારી સહી,
તું એક માહરી મુંકકીબી ખમશે નહી.
કીધી રૂસતમે, નાંમેવર પર નઝર,
ખભાં, હાથ, લાંબી રેકાબો, ઊપર.
બોલ્યો એમ કે ધીરે! ધીરે! જવાંમર્દ,
હવા નર્મ ગર્મ ઝમીન ખુશ્ક સર્દ.

બુઢાપામાં જંગ જોઈચ મે બેશુમાર,
કીધાચ ખ્વાર ધર્તી ઉપર કંઈ સવાર. ૯૧૩
મુંવાચ દેવો મુંજ હાથ ઉપર બેશુમાર,
પણ હરગેઝ નથી જોઈ મેં માહારી હાર.
ઓળખશે તું જંગમાં, કરી લે નઝર,
બચે મુંજથી, નાં કરતો [1]"ખોફે મગર."
કોહ દર્યાએ જોયોચ મને વખ્તે જંગ,
તુરાંની ટોળાનાં દીલેરોની સંગ.
ગવાહ છે સીતારા કીધું શું મેં તે?
મુંજ મર્દીથી પગ નિચે ગેતીબી છે.
જે કોઇએ કે માહારી આં જંગ જોઈ છે,
ગણે છે તેઓ માહારી મહેફીલ તે.
કે રેંહેમ આવેચ દીલમાં મને તું ઊપર,
ન ચાહુતો કે જીવ પાંમે તનથી ગુઝર.
નથી તુર્ક, ગર્દન ખભાંઓથી આંય,
ઇરાંનીમાં જોડી નાં તાહારી જણાંય.
કે રૂસતમ જેવારે એંમ બોલ્યો શીતાબ,
તો લાગું ઉછળવાને દીલે સોહરાબ.
બોલ્યો વાત પુછું હું તુને શીતાબ,
તમામ રાસ્તી દેવો જોઇયે જવાબ.
મને તાહારી બુન્યાંદથી વાકેફ તું કર,
ખુશી નેક વાતે મને કર ઝબર. ૯૧૪
કે રૂસતમ છે તુંજ એવું છે મુંજ ગુમાન,
છે તુંજ, તુખ્મથી નાંમેવર નયરીમાંન.

1 મગરમચ્છનો ડર.

જવાબ દીધો, પાછો હું રૂસતમ નથી,
ને સાંમે નરીમાંનનું તોખમ નથી.
કારણ તે છે પેહેલવાં, ને હું બંદો છું,
ધરાવતો નથી તાજ, યા તખ્ત હું.

## રૂસતમની સોહરાબ સાથની લડાઈ.

ઉમેદથી સોહરાબ થઈ ગયો નાંઉમેદ,
સીયાહ તે ઉપર થયો દહાડો સુફેદ.
ગયો નેઝો લઈ તે લડ઼ઇગાહ મગર,
વિચાર કરતો માંદરની વાતો ઉપર.
પસંદ એક કરી લીધું મયદાંન તંગ,
કરવા લાગા ટુંકા નેઝાઓથી જંગ.
હુયાં તક દસ્તેનેઝા, કે નોંક રહી નહી,
ફૂર્યા ત્યારે તેઓ ડાબી બાઝુ સહી.
ને વળગી પડયા સાથે હીંદી તલવાર,
લોઢાંમાથી લાગા વર્સાવા અંગાર.
ઝખમથી તલવાર ટુકડે ટુકડા થઈ,
શું જંગ તે! કયાંમત ગો આવી ગઈ.
પછી ગુર્ઝ ધર્યા તેઓએ ઝબર,
ને કુટવા તે લાગા એકકની ઉપર.
કુવતથી થયા ગુર્ઝબી વાંકદાર,
લથડ઼યા ઘોડા, થયા પેહેલવાં લાચાર.

પડી નિકળી ઘોડેથી પાખર તમામ,
ને ટુટાં પેહેલવાંનોનાં બખ્તર તમામ.
થયા જેથી ઘોડા, ને જંગી, લાચાર,
ન ઝોર રહયું હાથો કે બાઝુમાં યાર.
પસીનાંથી તન પાંણી મોંઢાંમા ખાક,
ઝબાંબી તરસથી થતી ચાક ચાક.
તેઓ એક બીજાથી ઉભા જઇને દુર,
હતો બાપ દુ:ખી, બેટો રંજે પુર.
અજબ કામ તાહારૂ ઓ ગેતી ઠરેચ!
ટુટેલું ને આંખ્ખું તું ઝાહેર કરેચ.
તે બેમાંથી એકનો ઉભર્યો ન પ્યાર,
અકલ દુર થઈ, માયા રહી ન લગાર.
તમાંમ પ્રાણી ઓળખે છે બચ્ચાં ઝરૂર,
શું દર્યાની [1]"માંહી" શું જંગલનાં [2]"ગુર."
ન રંજ લોભે ઈન્સાં પીછાંણુતો દરેક,
પોતાનાંજ ફરઝંદ કે દુશમનને એક.
કહયું દીલથી રૂસતમે હરગેઝ [3]"મગર,"
બી જોયું નથી એવું જંગમાં ઝબર. ૯૧૬
હીસાબમાં નથી જંગે દેવે સુફીદ,
આં નરથી આજે દીલ થયુંચ નાઉમીદ.
હાથે એક જવાં બેખબરદારથી,
ન કે જંગી, સરદારો, નાંમદારથી.
કે જીવવાથી આજે ધરાઈ ગયો છું,
આં બેહુ ફૌજ સન્મુંખ લડાઈમાં હું.

૧ "મચ્છી" ૨ "ગુરખર" ૩ "મગરમચ્છ"

જો ખાધો બે મર્દોનાં ઘોડાએ દમ,
તો જંગનાં દુખે, ને લડાઈની શરમ.–
થી ચીલ્લા ચઢાવ્યા તે બેહુએ કમાંન,
હુતો એક બુઢ્ઢો, બીજો નવજવાંન.
પણ તનનાં બખ્તરને કે બબ્રેબેયાંન,–
ને પુગુ ન તીરો, કે ભાલાથી, ઝેયાંન.
મેહ તીરનો વર્સાવ્યો એકેક ઊપર,
ગેયા પાંનો ઝાડોનાં ખરતાં ઝ઼બર.
બની દીલે ગ઼મગીં તેઓ એક દીગર,
કમરબંદ બેહુએ પકડ્યા ઝ઼બર.
ખડક હાથ તહમતન જો ધરતો સખત,
ઉખેડતો [1]"સીયાહ સંગબી" જંગને વખત.
ઝમીનથી તે કોહને ઉઠાવતો બલે,
સમજતો તે મીન, ભારી પ્ત્થર ભલે. ૯૧૭
ધર્યો તેવાએ, કમરબંદે સોહરાબ,
કે ઝીનથી ઉઠાવે લડાઈમાં શીતાબ.
જવાંનની કંમરને તો થઈ નાં ખબર,
ગયો દસ્તે રૂસ્તમનો ખાલી હુંનર.
કમરબંદથી છોડી દીધો હાથ યાર,
અજબ થયો તેનાં હુંનરથી અપાર.
બે [2]શેરગીરો જંગથી ધરાઈ ગયા,
બની ઝખ્મી, થાકી, અને દુર થયા.
કે સોહરાબે ભારી ગોરઝ઼ બીજી વાર,
ઝીન પરથી ખેંચી, મારી એડ યાર.

૧ સંગેઅસ્વત. ૨ શેરોને પકડનારા.

મારીે ગુર્ઝ, જેથી થયું દર્દ હાથ,
ખાઈ પેંચ ખમ્યું દીલેરીની સાથ.
હસી બોલ્યો સોહરાબ કે અય સવાર,
નથી ખંમતો ઝખ્મે દીલેરો લગાર.
છે રખ્શ રાંન નિચે ગોયા ખર મુંદામ,
બે હાથ જુદા છે તું સવારનાં તમામ.
દીલે રેંહેમ આવેચ, મને તું ઉપર,
કે ખુંનથી તારાં, આં બની ખાક તર.
સરવ જેવો ઉંચો દીલેર હોય અગર,
બની ઝઈફ જવાંની કરે તો તે ખર. ૮૧૮
દીધો કંઈ ન તહમતને તેને જવાબ,
ગુંટાયો તે ખ્યાલોમાં ખાઈ પેંચોતાબ.
પડી ગયા નિચા તેઓ એક દીગર,
થયા તંગ દીલેરો ઝમીનની ઉપર.
તો એક બીજાથી મોંહ ફેરવ્યાં તેવાર,
હતાં ઝખ્મી રંજથી દીલો જાં અપાર.
પડયો તેંહમતન ફઓજે તુરાં ઉપર,
પડે જેમ શીકાર ઉપર ચિ-તો ઝબર.
ગયો ફૌજે ઈરાંમાં જંગી સોહરાબ,
લગાંમ તેઝી ઘોડાને સોંપી શીતાબ.
તે પોતે પડયો ફૌજે ઈરાં ઉપર,
તેને હાથ કંઇએક મુંવા નાંમેવર.
વરૂ જેવો પડયો તે લશ્કરમાં જઈ,
જેથી નાનાં મોટાં ગયાં વિખેરઈ.

આવ્યો જ્યારે રૂસતમ તુરાંનીઓ પાસ,
હાય દીલથી મારી ને પસ્તાયો ખાસ.
નાંરાઝ થઇ વીચારી ને દોડયો નિદાંન,
કે કાવિસને પોંહુચશે બદી બેગુમાંન.
નવા પુર હોનર આંય તુર્કીથી મસ્ત,
જેણે સજ કીધાંચ બખ્તરે છાતી દસ્ત. ૯૧૯
તુરત દોડ્યો પોતાનાં લશ્કરની પાસ,
કે એજ અંદેશા ભર્યાં દીલે તે ખાસ.
સોહરાબને જોયો ફૌજ વચ્ચે યકીન,
કીધીતી જેંણે લોહીએ રાતી ઝમીન.
હતાં નેઝો, બખ્તર, ને હાથ, ખુંનેતર,
શીકાર માટે સિંહ જેમ બને મસ્ત ગર.
થયો ગુસ્સે રૂસતમ તેને જોઇ યાર,
માર્યો મસ્ત સિંહની મીસાલે પુકાર.
કહયું તેંણે અય મર્દ તુર્કી ખુંખાર?
કીધીચ ફઓજે ઈરાંથી જંગ કોંણે યાર?
પુરો હાથ મુંજથી મેળવ્યો ન કાંય?
કે પડયો વરૂ સમ તું ફોજ ઉપર આંય?
સોહરાબે કહયું કે તુરાંની સેપાહ,
હતી દુર જંગથી અને બેગુનાહ.
છતાં તેંજ હુમલાનો કીધો વિચાર,
ન કોઈ તુંથી લડવાને આવ્યુંતું યાર.
કહયું રૂસતમે દીંન થયો અસ્ત યાર,
ઉદય થાશે જગનો જો રોશન કરનાર.

કે આવંતી કાલે કુસ્તી લડશું તેવાર,
રડેચ કોણુ ઉપર ફ્ઓજ તે જોશું યાર. ૯૨૦
કે ખોટી છે મયદાંને, તખ્ત અને [1]"દાર"
છે ગેતીબી રઓશન આ ફેરે તલવાર.
તાહરી બાજુ નેઝા ને તીરનું ચલણ,
રહયું જો એવુંજ તો નથી તુંજ મરણ.
ગયા તે, હવાનું સીયાહ મોંહ થયું,
સોહરાબથી ફલકબી અજબ થઇ ગયું.
લડઈમાથી આંસ્માને ઘડયો હોય તેમ,
નથી દોડ ધાંમે રેહેતો શાંત એમ.
વળી ઘોડો પોલાદી છે નિચે રાંન,
તે પોતે છે રૂઈનતન, ને રોશન રવાંન.
સીયાહ રાતે ફ્ઓજ અંદર આવ્યો મગર,
પોલાદ છાતી, સુસ્ત હતી જંગથી કમર.
હોમાંનને કહયું સુર્ય આજે ફરી,-
ઉગી કીધી ગેતી શોરો જંગ ભરી.
દીલેર તે સવારથી તમો ઉપર હાલ,
જે પેહેલવાંની ગર્દન ને શેરની ચુંગાલ.
શું વિટયું, શું બોલ્યો, શું કીધું, મુંદામ,
હરીફ હતો મારો જે જંગમા તમામ.
મુંજ લશ્કરથી શું કીધું છે સર બ સર?
ન જાંણુતો હું જગમા તે જેવો દીગર. ૯૨૧
તે બુઢઢો એક સિંહના જેવો મર્દ છે,
ધરાતો નથી જંગ લડાઇથી જે.

[1] શૂળી.

તે નાંમવરનાં કામોની કહું વાત અહીં,
તો એટલી છે, કે જેનો પારજ નહીં.
બે બાજુ તેની ગોયા હાથીની શાંન,
તેનાં શોરે ઉછળે છે [1]નીલ બેગુમાંન.
ન ધારતો હું આં ગેતીમાં સર બ સર,
કે હોય એવો બાંધનારો જંગની કંમર.
હોમાં બોલ્યો હોકમ તું શાહાનો સહી,
હતો હયાંથી લશ્કરે હીલવું નહી.
તૈયાર કામ હતું સખ્ત હમારૂ તમામ,
લડઈગાહમાં કાપવાનું, તેટલાં મુંદામ.
કે આવ્યો લડઈ કરનારો મર્દ એક,
કીધું મોંઢુ જંગી સેપાહ તર્ફ છેક.
અને બોલ્યો મસ્તીથી જાગો હોય ગર,
કે એકલોજ હું બસ છું, આં જંગની અંદર.
તુરત ગયો પાછો તે ફેરવી લગામ,
આં જગ્યેથી ઈરાંની લશકરને ધામ.
કહયું પેહેલવાં સોહરાબે આં સેપાહ,–
ના જંગીમા કોઇને કીધા નહીં તબાહ. ૯૨૨
પણ માંર્યાચ ઈરાંની મેં પુષ્કળ સવાર,
ઝમીન લોહીએ કીધી છે કીચળ અપાર.
અગર સિંહળી આવતે જો સાંમે સહી,
તો જાંણુ, ભારી ગુર્ઝે તે છુટતે નહી.
તમો હયાં ઉભા રહીને જોતા તમામ,
પણ આવ્યા ન કોઈ, એ ઠીકજ કીધું કામ.

[1] નાંઈલ નદી.

છે મુંજ સાંમે સિંહ, વાઘ, ચિત્તાઓ, શું,
પાડુચ આંતશ વાદળથી ભાલાએ હું.
દીલેરો જુએ છે ચેહેરો માહારો તેઝ,
તો તનનાં બનેચ બખ્તરો રેઝરેઝ.
કે આવતી કાલે દહાડો ચઢવા અગઊ,
સરશ કોંણુ છે તે જણઇ જશે સઊ.
કે જગકર્તા યઝદાંના નાંમે સહી,
દીલેરોમાં એકનેબી છોડશ નહી.
કરો ચાલો તૈયાર ખાનું શરાબ,
અને ગ઼મ કરો દુર, દીલથી શીતાબ.
સેપાહ જોઈ રૂસતમે તે તર્ફ ખાસ,
પુછયા ગે,વને સમજેલા હર્ફ ખાસ.
કે જંગી આં સોહરાબે આજે મુંદામ,
શું જંગ અંદર આવીને કીધું છે કામ? ૯૨૩
કહયું ગેવે, રૂસતમે જંગીને સહી,
કદી એવો પેહેલવાંન જોયોતો નહી.
આવ્યો ફઓજ વચ્ચે તે દોડીને ખાસ,
સેપાહમાંથી લડવા ગયો તુસ પાસ.
હતો હાથ નેઝો, ને ગુસ્સામાં યાર,
વરૂ જેવો બાહાર આવ્યો થઇને સવાર.
આવી જોયો નેઝ઼ો ધરેલો જેવાર,
તો મસ્તાંના સિંહ જેવો માર્યો પુકાર.
ગોરઝ માર્યો વાંકો તેની છાતી પર,
ઉડી ટોપ માંથેની, ફટકે ઝબર.

ટકી શકયો નહીં મોંહ ફેરવ્યું મુંદામ,
દીલેરો થયા બીજા સાંમા તમામ.
કે તે સાંમે કોઈ જંગી ટકયો નહી,
સીવા પીલતનનાં ટકે નાં સહી.
રસમ જુની રાખી નઝરની અંદર,
ને છોડયું ન લશકર મેં તેની ઉપર.
ન જંગ માટે આવ્યો કોઈ તનહાં નિદાન,
તો સોંપ્યું તેનેજ હમે જંગનુ મેદાન.
સવાર તેની સાંમો ન એકબી થયો,
તરફ જંમણી જો કલ્બગાહુથી ગયો. ૯૨૪
દમાંમથી તે હર તર્ફે ફર્યો જતો,
ચપલ રાંન નિચે રખશબી હતો.
થયો ગમગીં રૂસતમ એ વાતોથી ખાસ,
અને તે ગયો શાહા કાઊસની પાસ.
જોયો કયાંની કાઊસે પહલવાંને જયાર,
બેસાડયો તખત પર પોતા પાસે ત્યાર.
સોહુરાબ માટે રૂસતમે ખોલી ઝબાંન,
કીધું તેનાં કદ અને ઉંચાઇનું બ્યાંન.
કે કોઇએ છોકરવંન એવો આં જહાંન,
ન જોયોતો શેરમર્દ અને પહલવાંન.
તેનું કદ સીતારાને લાગે છે યાર,
ઝમીન નથી ખંમતી તેનાં તનનો ભાર.
બે બાઝુ, ને છે જાંગો, ઉંટના સમાંન,
તેથી બલ્કે ઝયાદા છે તે બેગુમાંન.

તલવાર, તીરો, ગુર્ઝો, કમંદથી મુંદામ,
અઝમાવ્યા હમે એક બીજાને તમામ.
શેવટ ધાર્યું એની અગાઊ નિદાંન,
ઊંચકયાચ મેં ઝીનથી ઘણુંક પહલવાંન.
કમરબંદ મેં ધર્યો વિચારી તે વખ્ત,
અને તેની ઉપર કીધું ઝોર સખ્ત. ૯૨૫
ને ચાહયું કે ઝીન પરથી પટકું હું એમ,
પટકયાચ બીજાઓને ખાક ઉપર તેમ.
અગર પાહાડ હીલે પવનથી જો યાર,
હીલે તોજ ઝીન ઉપર આં નામદાર.
ફર્યો પાછો કેમકે હતો થયેલો વખ્ત,
વગર ચાંદ હતી રાત અંધારી સખ્ત.
છીયે કાલે એકઠા થવાનાં મગર,
હમો કુશ્તી લડવાને માટે ઝબર.
જો કાલ આવશે તે જંગ મયદાંન આય,
તો છુટકો નથી મને કુશ્તી સિવાય.
કુશીશ કરશ, માલુંમ ન કોણ થશે સર,
જોઇયે હુકમ યઝદાંનો શું છે મગર.
ફતેહમંદી, શકિત, તેનાંથીજ છે યાર,
છે તેજ માંહો ખુરશીદનો પયેદા કરનાર.
કહયું કાઊસે કે તે યઝદાંન પાક,
ઝરૂર કરશે તન શત્રુનું ચાકચાક.
હું આજ રાતે સનમુંખ તે દાદગર,
નમાવશ ઝમીન પર સેતાયશમાં સર.

તું'ને તેજ દેશે કુવત સર બ સર,
આ ગુમરાહા તુર્કી કીનાંખોર પર. ૯૨૬
કરે તાહારૂ કર્માયલું તાજુ આં કામ,
કરે ઊંચું ખુર્શીદ તલક તાહારૂ નામ.
કહયું રૂસતમે શાહાનાં રૂતબે, તમામ,
બર આવશે તાહારા ખએરખ્વાહોનું કામ.
એ કહીને ઉઠયો પછી પીલતન મુંદામ,
હતો ગમગીં તે અંજુમનમા તમામ.
દુઃખી ચેહેરે ચાલ્યો તે છાવણી દરમ્યાંન,
હતુ દીલ કીનાં ભર્યું, રંજીદા જાંન.
આવ્યો ઝખ્મી જીવે ઝવારેહ મગર,
કે આજે શું વીત્યું છે પેહેલવાં ઊપર.
પ્રથમ માગ્યું રૂસતમે ખાંણું તે પાસ,
કીધો દુર પછી દીલનો અંદેશો ખાસ.
અને જંગી સોહરાબનું તે બયાન,
કહયું, જે હતું તે વિગતથી નિદાન.
બે ફર્સંગનો ફેર હતો ફ્ઓજો દરમ્યાંન,
પણ એકેબી ખોલી નાં કંમર નિદાંન.
સુખન એ રવેસે કહયા ભાઇને,
હુશ્યાર રહી, નાં કરતો હુલ્લડાઇને.
સહવારે હું જ્યારે લડાઈગાહમાં ખાસ,
કે જાઉ લડાયક તે તુર્કીની પાસ. ૯૨૭
તો લાવજે મુંજ જુંડો, ને લશકર તમામ,
ઝરીન જોડા, ને માહારૂ તખ્ત, મુંદામ.

ઉભો રેહેજ ડેરાની પાસે તેવાર,
આવે નુરી ખુરશીદ ઉપર જેવાર.
ફતેહમંદ થવશ જંગમાં જો સહી,
કરશ ઢીલ લડાઈગાહામા હું નહી.
અગર વાત બીજી બને કોઈ તદન,
તો નાં થતો ગ઼મગીં, નાં કરતો રદન.
તમોમાંથી એકબી શખસ જંગગાહા—
માં આવી ને જોતા ના જંગની રાહા.
તુરત જજો ઝાબુલેસ્તાંની તરફ,
કે આં જગો પરથી દસ્તાંની તરફ.
તું કેહેજે તેને આંએ વાતો તમાંમ,
કે તેંહમતનનો પુરો થયો છે [1]"અયાંમ."
હતી પાક યઝ઼દાંની ઇચ્છાજ આય,
કે હાથે જવાંનના તે માર્યોજ જાય.
દીલાસો દેજે દીલે માંદરને કે,
કઝા સર ઉપર રઝે મોકલાવી છે.
કેહેજે દીલ ન બાંધે મારા પર નિદાંન,
ન ગ઼મગીં બને જાંનથી જાવેદાંન. ૯૨૮
ન કોઈ રહયું જાવીદાં ગેતીમાં ખાસ,
નથી મ્હાંનુ મુંજ માટે આસ્માંની પાસ.
બીશ્યાર દેવો, શેરો, ને વાઘો, [2]"મગર,"
મુવાંચ મારે હાથ જંગ વખ્તે ઝબર.
ઘણાં કીલ્લા, કોટો, કીધા છે મેં ખ્વાર,
નથી હાથ કોઈનાંબી ખાધી મે હાર.

૧ વખત. ૨ મગરમચ્છ.

કઝાનો ઝરૂર તેતો ઠોકે છે દર,
કંરેચ જેબી જુંમ્બેશ ચઢી રખ્શ પર.
હુઝાર ઉપર જીવે અગર સાલ જે,
તોબી એજ રસ્તો, શેવટ એજ છે.

નઝર કર તું જમશીદ શાહા પર બુલંદ,
તથા જો કે તેંહમુરસે દેવબંદ.
થયા નથી ગેતીમાં તે જેવા શાહ,
ગયાચ તેબી શેવટે રબની દરગાહ.
કેરસાસ્પથી મર્દીમાં કોઈ નાં ઝબર,
જેનીબી તોડીચ આંસ્માંને કમર.
કે સાંમો, નરીમાં, દીલેર બેહુ અગર,
છતાં મર્દી, જગમાં રહયા નાં અમર.
ન જગ તેઓની થઇ, ફરી ગઈ અગર,
તો જોઇયે જવું મને તેજ રાહા પર. ૯૨૯
છે મૌત માટે સઉ કોઈ ઐફો જવાંન,
નથી રેહેતો કોઈ ગેતીમાં જાવીદાંન.
આપી દીલાસો કેહેજે દસ્તાં સનમુખ,
કે ફેરવતો નાં ગેતીનાં શાહથી મુખ.
આળસ કરતો નાં જંગ કરે તે અગર,
હુકમ મુંજબ ચાલજે તું તેના મગર.
અર્ધી રાત સોહરાબની વાતો તમાંમ,
કીધી, બીજી અર્ધીમાં ખાબો આરાંમ.

## રૂસતમ અને સોહરાબનું કુશ્તી લડવું અને રૂસતમનું તેનાથી. ચારો કરી છુટી જવું.

બીછાવ્યાં નુરી આફતાબે જો પર,
ને ઉડનારા કાગે કીધું નિચે સર.
બબ્રેબ્યાંન તેંહમતને પેહેર્યું જબર,
બેઠો કુંકતા અઝદાહી રખ્શની ઉપર.
અને આવ્યો તે મયદાંને જંગગાહ,
પોલાદી ધરી સરની ઉપર કોલાહ.
પેલી તર્ફે સંગ અંજુમનની સોહરાબ,
હુતો પીતો રામેશની સાથે શરાબ.
હોંમાનને કહયું કે પેલો શેરે નર,
જે ઉતરે છે મુંજ સાથે જંગની અંદર.
નથી મારાં કદથી તેનું કદ કમી,
કે જંગ વેલા દીલથી જતો નહીં દમી.
ખભાં, છાતી, ગર્દન, છે મુંજ સમ દરેક,
ઢાલ્યા ગોયા કારીગરે સાંચે એક.
પગો, ને રેકાબ, તેનાં જોઈ મારો પ્યાર,
ઉભરી, શર્મ આવે છે મુંજ ચેહેરે ચાર.
નિશાં જોઉ છું માંદરની કહેલી શીતાબ,
તો દીલ થાય છે ટુકડા, બનું છું બેતાબ.

ગુમાન એવું છે કે છે એજ રૂસતમ,
કારણ એ જેવા જંગી જગમાં છે કમ.
પીદરથીજ હું લડતો હોઉ એવું ન થાય,
ગુસ્તાખીથી સાંમો થતો હોઉ આય.
ન તો પડશે શર્માવું યઝદાંની પાસ,
જવું પડશે મોંહ કાળે ગેતીથી ખાસ.
અને રેહેશે નહીં બીજી દુન્યાંની આસ,
ન થાય એંમ લડું હું પીદરથીજ ખાસ.
થશે મોંહ સીયાહ, ગેતીનાં શાહો પાસ,
ઈરાંનો તુરાંનની સેપાહ પાસ ખાસ.
ન કેહેશે મને સીવા બદનાંમનો,
થવશ બેહુ જગમાં ન કોઈ કામનો.
પરીશાંન છું જંગ કરવાથી આય,
નથી, ખુન રેડવાથી બુરઈ સીવાય. ૯૩૧
હોમાંને કહયું મુંજ લડાઈમાં યાર,
કે રૂસતમ તો આવેલો છે કંઈક વાર.
સમજ્યું છે જંગે માઝંદરાંમા કે?
કીધુંચ ભારી ગોર્ઝે શું સરદારે તે?
તેનો રખશબી આંયે રખશ જેવો છે,
તો પણ દોડ઼ને તેની પુગતો ન એ.
સીયાહ રાતનો એક ગયો ભાગ જ્યાર,
તલાયાના જંગલથી ઉઠયા પોકાર.
કે જંગનાં વિચાર ભર્યો જંગી સોહરાબ,
ગયો બઝમથી ખાબગાહમાં શીતાબ.

સહુવારે નિકળ્યો જો ખુરશીદ યાર,
થયાં સર દીલેરોનાં ઊંઘથી બેદાર.
સોહરાબે લડાઈનું પેહેર્યું બખ્તર,
હતું શાદ દીલ, ને કીનાં ભર્યું સર.
આવ્યો શોર કરતો તે મયદાંને જંગ,
હતો હાથમાં ગોર્ઝેબી [1]ગાવરંગ.
પુછયું હસ્તા બે હોઠે રૂસતમને એંમ,
ગોયા રાતે સાથેજ હતા તેઓ તેંમ.
કે રાત કેંમ ગઈ, કેંમ છે તું સહુવાર?
કીધુંચ કાંય દીલ જંગ ઉપર ઉસ્તવાર? ૯૩૨
આં તીર, તેગ, કીનાંની હાથમાંથી નાંખ,
ઉંધો દસ્ત બેદાદીનો વાળી રાખ.
બંધે સાથે બેસ્યે પેયાદા મગર,
કર્યે મએથી, ગમ ભર્યા તાઝા ચહર.
કર્યે કઓલબી બારીતાઅલા હઝુર,
પસ્તાવો કર્યે દીલે જંગનો ઝરૂર.
કે જ્યાં સુધી કોઇ આવે લડવા દીગર,
તું બેસ સાથે મારી, અને ખુશી કર.
મને આવે છે તું ઉપર દીલથી મેહેર,
આવેચ શર્મના આંસુઓ માહારે ચેહેર.
ખચિતજ તું છે પહેલવાંની ઓલાદ,
તું કહે માહારી પાસે પોતાની બુન્યાદ.
કીધી શોધ તુંજ નાંમની મેં તમામ,
ન કહી કોઇએ, જેથી મને કહે મુંદામ.

[1] ગાયની સુરતનો.

છુપાવવું ન જોઇયે છે માહારાથી નામ,
જો આવ્યોચ હરીફ માહારો થઈ તું મુંદામ.
પીસર દસતાંને સામ જંગીનો ગર!
છે તુંજ ઝાબુલી રૂસતમે નાંમેવર?
કહયું રૂસતમે કે અરે નાંમેવર,
એવી વાત કીધી હતી નાં મગર. ૯૩૩
હતી વાત રાતે તો કુસ્તીની ગર,
ફરેબ હું ન ખાવશ, ફરેબ તું ન કર.
નથી બચ્ચું હું, તું જવાં છે અગર,
તૈયાર હું છું કુસ્તીને માટે મગર.
કુસ્તીમાં ઊતર્યે જોઇએ શું થશે!
થશે તેજ, રબનો હુકમ જે હશે!
બીજું એ, વળી જંગને, વખ્ત સહી,
કરે પુછ પરછ મર્દાંને મર્દ નહી.
કે જોઇચિ મેં ચઢતી ને પડતી મથી,
ફરેબ ફનથી બોલનારો નર હું નથી.
કહયું ત્યારે સોહરાબે અય ઝૈફ નર,
શીખાંમણ ન માહારી ઊતરતી અગર.
હતી ઇચ્છા મુંજને કે બીસતર ઉપર,
વખતસરજ આવે આં, તાહારી આખર.
અને કરે ખેસીઓ કોઈબી દફન,
મરણ બાદ જીવતાંઓ આં તાહારૂ તન.
છે મોંત તાહારૂ મુંજ હાથ નિંચે અગંર,
તો હુકમે ખુદા, લાવીશ હાતોથી બર.

આવ્યા જંગી ઘોડેથી નિંચે તેવાર,
આગળ વધ્યા પેહેડી [1]ઝીરેહ, કોલાહ, યાર. ૯૩૪
બાંધ્યા જંગી ઘોડાઓ પત્થરથી ખાસ,
આવ્યા દર્દ ભર્યા જીવે બેહુ પાસ.
વળગ્યા તે કુશ્તીમાં સિંહુ જેવા યાર,
વહયાં તનથી, પરસેવો ને ખુંન, અપાર!
ગો મસ્ત હાથી માર્યો સોહરાબે જો દસ્ત,
ને જગ્યાથી કુદયો ગોયા શેરે મસ્ત.
કમરબંદ રૂસતમનો ખેંચ્યો ધરી,
ઝમીન ગોયા ફાટતી તે ઝેરે કરી.
ને રૂસતમથી બાઝયો ગોયા હાથી મસ્ત,
પટકયો જગોહ પરથી ઉંચકીને સખ્ત.
કીધો શોર ગુસ્સા કીનાંનો યકીન,
ને સિંહુ જેવા રૂસતમને નાંખ્યો ઝમીન.
ચઢી બેઠો પીલતનનાં સીના ઉપર,
હતા હાથ, ચેહેરો, ને મોંહ, ખાકે તર.
તરાપ નરે ગોર્ખર પર સિંહુ મારે જેમ,
ને ગોર્ખર પડે ઊંધું, પડયો તે તેમ.
ખેંચી કાઢયું એક ખંજરે આબદાર,
ચાહયું તનથી સર તેનું કાપે આંવાર.
જોયું એવું રૂસતમે, બોલ્યો તેવાર,
કે ભેદ મારે ખોલવો આં જોઇયે છે યાર. ૯૩૫
સોહરાબને કહયું જંગી સિંહનાં ધરનાર,
ગોરઝ તેગ ધરનાર, કમંદ નાંખનાર.

૧ બખ્તર.

હમારી છે રીત ભાતો બીજીજ મુદ્દામ,
તમારી આં રીત ભાતો કરતાં તમામ.
કે જંગમા જેબી કોઈ કુશ્તી અંદર,
લાવેચ ગર્દ નિચે સરદારોનાં સર.
તો પેહેલીવાર નાખતાં ઝમીનની ઉપર,
'નથી કાપતો કીંનામાં તે તેનું સર.
પણ નાંખે નિંચે જો ફરી બેગુમાન,
ને નાંખવાથી નામ કરે સિંહનાં સમાન.
તો જુદું કરી શકે તે તેનું સર,
હમારીતો છે એવી રીતો મગર.
એવા ચારાથી [1]"દસ્તે નર અઝદેહા,"
તે ચાહતો કપાવાથી પાંમે [2]રેહા.
દીલેર જવાંને રાખ્યો તે ઝઈફનો સુખન,
કીધો ખ્યાલ નહીં એ વિષેનો તદન.
કે એક બાહદરી, બીજું કીસમતને સર,
ત્રીજું જવાં મર્દીથી, બેશક મગર.
છોડયો તેને હાથથી, ને આવ્યો મેદાન,
હરણ તેવાંમા દોડયું પાસથી નિદાંન. ૯૩૬
શીકાર કરવા પડયો, ભુલી સર્વે વાત,
કે લડયું હતું કોંણ તેની સંગાત?—
મોડું થવે ગર્દની મીસાલે હોમાંન,
આવી તેને જંગ માટે પુછ્યું બયાંન.
જે બન્યું કહયું તેંણે હોમાંનની પાસ,
સખુન કહયા જે હતા રૂસતમનાં ખાસ.

૧ નર અઝદ્દાહની ચુંગાલથી. ૨ છુટકારો.

હોમાને કહયું કે અફસોસ એ જવાંન !
શું જીવથી ધરાયો છે તું બીગુમાંન?
અફસોસ તાહારી છાતી, ઉંચઈ, કદ તણો,
રેકાબ લાંબી, પેહેલવાંની પગનો ઘણો.
આવ્યો હુતો ચિ-તો ફંદામાં તમામ,
તેને છોડી હાતથી કીધું કાચું કામ.
તું જો, બેહુદા કાંમથી બેગુમાંન,
તું સાથે કરેચ શું તે જંગને મેદાંન.
કેહેતી કહી છે પાદશાહે એક એ ઉપર,
ન તુચ્છ ગણુતો શત્રુ હોય નબળો અગર.
તે કહી એટલું છોડી તેનાં જીવની આસ,
ઉભો અચરતીમા તે ગ઼મગીંન ખાસ.
ગયો પોતાની ફોજમાં ફીકરે ચહર,
તેના કાંમે ગ઼મગીન ને ગુસ્સે ઝમર. ૯૩૭
કહયું જંગી સોહરાબે હોમાનને તે,
કે દીલથી વિસારી દે અંદેશો એ.
તે કાલ આવશે લડવાને મુંજથી જેવાર,
રસી તેની ગરદને જોશે તું યાર.
રૂસતમ તેની ચુંગાલથી છુટી ગયો,
કે પાહાડ એક પોલાદી જેવો થયો.
ધીમે ચાલ્યો તે વેંહતાં પાણીની પાસ,
ગ઼ાફેલ જાણે સાવધ થયો હોય ખાસ.
પછી પાંણી પી ધોયું તન, માથું, મુંખ,
ઉભો બંદગી માટે યઝ઼દાં સનમુંખ.

રડી રબની સનમુંખ કીધો શોર ખાસ,
કીધી ચારો કરનારાની ત્યાં સેપાસ.
ફ-તેહમંદી, ને ઝોર, માંગ્યું મગર,
થશે મેહેરો માહાથી શું ? તે નહીં ખબર.
કેવી રીતે ફરશે ફલક. તે ઊપર,
ને કોણુ લેશે ? સર પરથી કોલાહુ ઝબર.
સમજ્યુંચ, શુરૂઆતમાં રૂસતમની પાસ,
એટલું ઝોર યઝદાંએ દીધું તું ખાસ !
કે જો પાહાડ પરબી જતો હતો તે,
ધસી જતા અંદર પગો તેનાં બે, ૯૩૮
દુઃખી રેહેતો પોતાના બલથી તમામ,
હતો દીલની મકસદોથી દુર મુંદામ.
પોકાર્યો તે ગેતીના સાહેબની પાસ,
રડીને કીધી ઝાહેર ઇચ્છાબી ખાસ.
કે લે તેના ઝોરમાંથી થોડુંબી આય,
જેથી તેનાથી કંઈબી ચાલી શકાય.
તેંણે પાક યઝદાંથી ચાહયું આં જેમ,
ઘટયું પાહાડ જેવાં કૌવતમાંથી તેમ.
હવે આવ્યું કામ ભારી સાંમે જેવાર,
ને દીલ ડર્યું સોહરાબના ડરથી અપાર.
પોકાર્યો તે રબ પાસે યા કીરદેગાર,
થા આં કામે બંદાનો તું નિગેહદાર.
શુરૂઆતે કૌવત દીધુંતું અપાર,
તે દે પાછુ અયે પાક પરવરદેગાર.

જેમ ચાહયું તેમ તેને મળ્યું તદન,
ઘટયું તેવુંજ વધ્યું કુવત તેને તન.
ઝહુરાથી ગયો જંગની જગ્યા ઊપર,
હતું રંજીદા દીલ, અને ઝર્દ ચહુર.
તો સોહરાબબી આવ્યો ગોયા હાથી મસ્ત,
કમંદ બાઝુ ઊપર, કમાન હતી દંસ્ત. ૯૩૯
તે દોડતો ને સિંહુ જેવો કરતો પુકાર,
ઝમીન ઘોડો ખોડતો, ને કુદતો, અપાર.
જોયો તેને રૂસતમે એવો જેવાર,
જોતો બારીકીથી અજબ થઈ અપાર.
લડાઈનું તેની તોલ કરતો તે યાર,
થયો જોઈ ગમગીં ને હયરત અપાર.
આવી પાછો સોહરાબે જોયો ઝરૂર,
હવાથી જવાંનીની, દીલ કીધું પુર.
જોયો જ્યારે આવી વધુ તેની પાસ,
દીઠો તેનો દબદબો ને ઝોર ખાસ.
બોલ્યો દસ્તે સિંહુથી છુટેલા એ નર,
આવ્યો કેમ પાછો વરી નામેવર.
આવ્યો સાંમે પાછો તું કાંય બોલ યાર?
નથી તુને તાહારાં ભલાંનો વિચાર?
કદાચ તાહારા જીવથી ગયો છે ધરઇ,
આવેચ સિંહની જંગોમા મરદાંનો થઈ.
જવા દીધો મેં તુને જંગમા બેવાર,
બખશ્યો બુઢાપો અરે નાંમદાંર.

જવાબ દીધો તેહેમતને તેને મગર,
સેપાહ તો,ડનાર અયે દીલેર નાંમવર.
ન બોલે એવું મરદાંને મર્દ અને,
કીધોચ તાહારી જવાંનીએ મગ઼રૂર તને.
તું જોજે કે આં મર્દ બુઢ્ઢા દીલેર,
થી તું પર શું વિટે છે અયે નરે શેર?
બનેચ ગુસ્સે જેવારે ઊંધુ આં બખ્ત,
તો મોમ જેવો થઇ જાયે છે સંગ સખ્ત.

## સોહરાબનું રૂસતમના હાથ ઊપર માર્યું જવું.

બીજી વાર બાંધ્યા ઘોડાઓને સખ્ત,
કીના ભર્યું ફરતુંજ હતું માંથે બખ્ત.
ધર્યાં કુશ્તીમાં સાંમસાંમાએ સર,
કમરબંદ ધર્યા તે બેહુએ ઝબર.
કે તે દીને સોહરાબ [1]અફસરના દસ્ત,—
બુલંદ [2]ચર્ખે બાંધ્યા હતા ગોયા સખ્ત.
થયો ગ઼મગીં તે, રૂસતમે પોહલા દસ્ત,
થી ગર્દન, ને સર, ધર્યાં ચિતાનાં મસ્ત.
વાળી વાંકી પીઠ જવાંન જંગીની સહી,
ઝમાનો હતો તંગ, તાકત ન રહી.
ઝમીન પર પટકયો સિંહ જેવો અપાર,
તે જાંણુતો કે નિંચે નથી એ રેહનાર.

૧ સરદારનાં. ૨ આંસ્માંને.

શેતાબ ખેંચ્યું ખંજર તેથી આબદાર,
ચીર્યું જંગી બેટાનું સીનું તેવાર. ૯૪૧
તો કળ ખાઇ મારી તેંણે હાય એક!
વિચાર તેનાં કોતાહ થયા બદો નેક.
બોલ્યો રંજ મુંજ પર મેં ખેચી લીધીચ,
ઝમાનાંએ તુંજ હાથ ચાવી દીધીચ.
તું છે બેગુનાહ, કેમકે વાંકુ આંસ્માંન,
જેંણે મને પાળ્યો, ને માર્યો નિદાંન.
મને માહારા સાથીઓ હસ્સે તદન,
કે ખાકમાં પડી માહરી એવી ગર્દન.
મુંજ માએ દીધીતી પીદરની નિશાંન,
તેનીજ મહોબત અંદર ગયો માહારો જાંન.
મેં શોધ્યો કે જોઉં તેનું મુંખ બેગુમાન,
એવીજ આરઝુમા ગયો માહારો જાંન.
થયો છે આં લોહીનો તું પ્યાસો મગર,
ને લોહીમાં કીધું તેઝી ખંજરને તર.
ઝમાનો તાહારાં લોહીનો પ્યાસો થશે,
તાહારાં તનનાં બાલ, ખંજરો થઈ જશે.
અરે હાય! ગઇ રંજ ફોકટ સહી,
પીદરનું જોયું મુંખ કોઈ રીતે નહી.
બની માહી છુપશે તું પાણી દરમ્યાંન,
યા અંધારે છુપાશે રાતનાં સમાંન. ૯૪૨
જશે થઇ સીતારો તું આંસ્માં ઉપર,
ને કાપશે આં દુન્યાંની તું પાક મહર.

કીનો માહારો તુંથી લેશે મુંજ પીદર,
જોશે ઇંટનો ટકયો, તે માહારો અગર.
આં નાંમદારો, બાહદુરોમાંથી અગર,
ને જો કોઇબી રૂસતમને કરશે ખબર.
કે મુંવો છે સોહરાબ, ફેંકાયો છે ખ્વાર,
તુને શોધ,નારો તાહારો ઈન્તેઝાર.
એ સમજીને રૂસતમનું ચકરાયું સર,
અંધારાં આયાં તેની આંખે ઝબર.
તે લથડી ગયો, ને ઘભરાઇ ગયો,
તુરત ટુટી પડયો, ને બેહોશ થયો.
પુછયું તેંણે હોશ અંદર આવ્યો જેવાર,
પોકારોથી, શોરોથી, બોલ્યો તેવાર.
નિશાં, શું છે રૂસતમની કહે તારી પાસ?
થજો જંગીમા તેનું ગુમ નામ ખાસ.
કે રૂસતમ છું હુંજ, રેહેતું નાં માહારૂ નામ,
રેહેજો માહરી માતમમા તે [1]પીસેસાંમ.
આવ્યું જોશમાં લોહી, માર્યો પુકાર,
પોકારતો ને પીખતો તે બાલો અપાર. ૯૪૩
જોયો એંમ સોહરાબે રૂસતમને જ્યાર,
ઉડી ગયો સરથી તેનો હોશ અપાર.
કહયું તેંણે છે તુંજ રૂસતમ અગર,
તો માર્યોચ મને બુરા કીને મગર.
કુશેશ કીધી દોસ્તીની હરવાતે સહી,
એક ઝરરાબી દીલ તુંજ પીગળ્યું નહી.

[1] સાંમનો બેટો ઝાલ.

હવે ખોલ બખ્તરનાં બંધો તમામ,
ને જો માહરૂ તન ખોલી રોશન મુંદામ.
મોહોરો તારો જો, મારી બાજુએ તું,
ને જો બા,પથી જોયું બેટાએ શું?
જો શોર ઉઠયા દરથી નગારાંના .આં,
બે લોહી ભર્યા ગાલે આવી મારી માં.
માહરા જવે ઝખ્મી થયો તેનો જાંન,
તો બાંધ્યો એક મોહોરો મુંજ બાજુ નિદાંન.
કહયું યાદગારે પીદર છે મુંદામ,
ખબરદાર! જોજે શું આવે છે કામ.
શું કામ આવે, એ તો નકાંમો છે ખાસ,
બેટો ખ્વાર છે બા,પની આંખ પાસ.
મોહરો જોયો બખ્તરને ખોલી જેવાર,
ચીર્યો જાંમો પોતાનો તેંણે તેવાર. ૯૪૪
તે બોલતો અયે મુંજ હાથે ઝખમાંયલા,
દીલેર, ને અંજુમનમાં વખણાંયલા.
ને લોહી કાઢી બાલોબી પીખતો ઝબર,
કે ખાક ભર્યું સર, ચેહેરો આંસુએ તર.
સોહરાબ બોલ્યો એતો છે સૌથી ખરાબ,
નફો નથી બેહુ આંખે વર્સાવવાં આ:બ.
થશે શું? હલાક કરવે પોતાને આંમ?
થવાનું હતું તે તો થઈ ગયું કાંમ.
ફલકથી ફર્યો નુરી ખુરશીદ તદન,
ના મયેદાંથી ફ્રઓજે આવ્યો તેંહમતન.

તો આવ્યા તે ફ્રુઓજેથી વીસ હોશીયાર,
કે શું જેથી બન્યું છે જંગમા તેવાર.
ઊભા હતા મયદાંને ઘોડાઓ બે,
ને ધૂળ ભર્યો રૂસતમ બીજી બાજુ છે.
કે ઝીનની ઉપર પીલતને પહેલવાંન,
નાં જોયો દીલેરોએ જંગને મયેદાંન.
ગુમાંન એ થયું કે મુંવો તે મુંદામ,
ઊંધાં સર થયાં નાંમીઓનાં તમામ.
ગયા ખબર કાઊસને દેવા તે વખ્ત,
કે રૂસતમથી ખાલી છે મોંટઇનું તખ્ત. ૯૪૫
કે શોર ઉઠયો લશકરમાં ત્યારે સખત,
ને જોશ અંદર આવ્યો ઝમાનો તુરત.
કહયું કાઊસે તો નગારાં ને [1]કુસ,
ના શોરો થયા, આવ્યો સરદાર તુસ.
પછી કેહવા લાગો તે લશકરને શાહ,
કે કાસીદ તુરત હયાંથી, તે જંગગાહ.
દોડાવે કે સોહરાબનું કેવું છે કામ?
શું રડવું પડશે દેશ ઈરાંને તમામ?
અગર જંગી રૂસતમ મુવો જો હુશે!
ઈરાંનથી તેની કોંણુ સાંમે થશે?
થવું પડશે [2]જંમનાં જેવું બેવતન,
ભટકવું થશે સઉનું પાહાડો ને વન.
કરવો જોઇએ આંપણુને હુમ્લો તરત,
ન ઢીલ કરવી જોઇયે લડઇને વખત.

૧ કરનાય. ૨ જમશીદનાં.

પુકાર અંજુમનમાંથી ઉઠયા જેવાર,
કહયું ત્યારે પીલતનને સોહરાબે યાર.
કે દહાડો થયોચ જ્યારે માહારો તમામ,
થયુંચ તુર્કીઓનું બીજી રીતનું કામ.
તું એટલીજ મેહેરબાંની કરજે કે શાહ,
ન લાવે તુરાંની લડઈમાં સેપાહ. ૯૪૬
કારણ કે તે બાહાદુરો, માહારે વિશ્વાસ,
આવ્યા હતાં ઈરાં ઝમીન તર્ફ ખાસ.
ન થાય એમ કે આફત પડે કંઈબી રાહ,
સીવા નેકી તેમ પર ન કરતો નિગાહ.
વધઈ કહી હતી મેંતો કંઇએક દીવસ,
ઘણીબી મેં ઉમીદો કીધીતી બસ.
હું કેહેતોતો. જીવતો મળું જો પીદર,
તો રાખું નાં ગેતીમાં, એક તાજવર!
ખબર મને અયે નાંમી પહલવાંન શું?
કે પાછો જવશ બાપનેજ હાથ હું?
આં કીલ્લામાં કએદી છે માહરો દીલેર,
મુંજ પેંચે કમંદમાં બનેલો છે ઝેર.
નિશાંન તારી કંઈ વખ્ત પુછી હતી,
આતુર આંખ હતી તારા ખ્યાલે અતી.
કહયું છે તેંણે એ સીવાએ તમામ,
કે જગ્યા છે તેનીતો ખાલીજ મુંદામ.
થયો હું તેના કેહવાથી નાંઉમીદ,
કે તંગ, ને સિયાહ, થયો રોઝે સુપીદ.

તું જોજે છે કોંણુ ઈરાંનીઓ દરમ્યાંન?
ન થાય એમ કે જીવને તેનાં પુગે જ્યાંન. ૯૪૭
નિશાંની, જે આપી હતી માએ ખાસ,
તે જોઈ, પણુ આંખે ન આવ્યો વિશ્વાસ.
લખેલું હતું એજ કીસમતની સાથ,
કે માર્યો હું જાઉં પીદરનેજ હાથ.
વીજ જેવો આયો ને જાઉં ગોયા [1]બાદ,
મળશ તે મી,નોઈમાં થઇને હું શાદ.
એ રંજેથી બંધાયો રૂસતમનો દંમ,
થયું દીલ આંતશ, ને આંખો [2]પુરનમ.
બેઠો રખ્શે રૂસતમ તુરત "ગોયા ગર્દ,"
દીલ ખુંનેતર, હોઠ પુર [3]"હાએ સર્દ."
આવ્યો પાસે લશકરની કરતો પુકાર,
પોતાનાં કીધે દીલ દુઃખી [4]જોશવાર.
જોયો ઈરાંનીઓએ તેનો ચહરુ,
નમન કીધું સઘળાઓએ ખાક પર.
સેતાયશ તેઓએ ખુદાની કરી,
કે તે જીવતો આયો છે જંગથી ફરી.
ખાક ભર્યા સર સાથે જોયો મગર,
પોશાક સરવે ફાટેલો, જખ્મી જીગર.
પુછ્યું તેઓએ કાંય શું છે, ને કેંમ?
આં દીલ થયું કોંણને લીધે તારૂં એંમ? ૯૪૮
કહયું ખુદનું કીધું હેરત ભર્યું કામ,
માર્યો હતો નાંમીચો બેટો મુંદામ.

૧ હવા. ૨ આસુઓથી ભરેલી. ૩ ઠંડી હાયથી. ૪ જોશથી ભરેલું.

પોકાર મારી રડયા તે સાથે તમામ,
રહયો હોશ સરદારને નાં મુદામ.
કહયું સરફરાઝોને માહારૂ તદન,
ઠેકાણે નથી આજે દીલ અને તન.
તમો કોઈ તુર્કીથી કરતા ના જંગ,
બદી બહુ કીધીચ આજ મે તેઓ સંગ.
ઝવારેહુબી આવ્યો તે પીલતનની પાસ,
ફાટે કપડે, છાતી, બદંન ઝખ્મી ખાસ.
જોયો રૂસતમે ભાઈને એ મીસાલ,
કહયો મુવા બેટાથી સમજેલો હાલ.
પશેમાન છું માહારાં કામે અપાર,
મને પસ્તાવો થાયે છે બેશુમાર.
કમર મેં ચીરીચ બેટાની નવજવાન,
જેપર રડશેં આંસ્માનબી જાવીદાંન.
બુઢાપામા મેં માહારો માર્યો પીસર,
કપાયો છે જડમૂળથી જે નાંમેવર.
પેગાૈમ હોમાં નઝદીક મોકલ્યો નિદાંન,
કે શમશીર કીનાંની હુવે ઇચિ મેયાંન, ૯૪૯
નિગેહદાર તું છે સેપાહનો મગર,
એવો ઉપર રાખજે હુવે તું નઝર,
વખત નથી તું સાથે લડવા આં વાર,
જગાહ નથી વાતો કરવા બેશુમાર.
કહયું નહીં તેને બુરી દયાંનતે ગર,
નાખી આગ મુંજ જાંનો [1]"દીદાહ" ઉપર.


[1] "આંખો"

કેહવા લાગો ભઇને પછી પેહેલવાંન,
કે ફ્રર પાછો અયે જંગી રઓશંન રવાંન.
તું જા તેઓ સંગ નદી કાંઠે મગર,
જોજે દુખ કંઈ ના પડે કોઇ પર.
કે તેજ વખ્તે આવ્યો ઝવારેહ સહી,
ને હોમાંનને પેહેલવાંનની વાતો કહી.
દીધો હોમાં પેહેવાંને એવો જવાબ,
હુંનર જેનાં હાથ ઉપર શીખ્યો સોહરાબ.
લડ઼ાવનાર હજીર બદગુમાને મુંદામ,
કે ભેદ રાખ્યો સરદારનો છુપો તમામ.
ન કહી, પુછી તેને પીદરની નિશાંન,
ક્રીધી તેંણે નાંદાંની બહુ બેગુમાંન.
ખુરાથીજ ખુરઈ આવી છે હમ ઉપર,
તેનુંજ કાપવું જોઇયે છે તનથી સર.
ઝવારેહ આવી લાગો પીલતનની પાસ,
હોમાંનની, ને લશકરની, કહી વાત ખાસ.
ને બદ ખુરાં હજીરનાં કાંમોની ગર,
જેથીજ આવ્યો બદ વખ્ત સોહરાબને સર.
તેની વાતે તહમતન દીવાંના સમાંન,
થયો, આવ્યાં અંધારાં આંખો દરમ્યાંન.
આવ્યો જંગ મયેદાંથી હજીરની પાસ,
નાંખ્યો ભોંયે, પકડી ગીરેબાંન ખાસ.
કે ખેંચ્યું પછી એક તેઝી ખંજર,
ને ચાહતો તેનાં તનથી કાપવાને સર.

કે આવ્યાં બુઝર્ગો ત્યાં વચ્ચે તેવાર,
ને બચાવ્યો હુજીરને મોતનેજ દ્વાર.
ફર્યો પાછો પહલવાંન ત્યાંથી જો ખાસ,
તો આવ્યો જવાંન ઝખ્મી બેટાની પાસ.
તે સાથે થયા બુઝર્ગો દંમ બ દંમ,
શુ તુસ, અને ગુદર્ઝ, તથા ગેસ્તહંમ.
તે બીચારા માટે કુલ ફ્ઓજે નિદાંન,
ખોલી ચુપકીદીથી એકાએક ઝબાંન.
ઈલાજ, આંય કામનો તે કરશે યઝદાંન,
ને તેજ તારા ગ઼મનેબી કરશે આસાંન. ૯૫૧
ધર્યું એક રૂસતમે હાથે ખંજર,
કે તનથી કાપી કાઢે પોતાનું સર.
વળગી પડયા બુઝ઼ર્ગો આવીને ખાસ,
[1]"ખુંનેદીલ"ને વર્સાવ્યું પાંપણથી ખાસ.
ગુદર્ઝે કહયું તુને ફાયદો છે શું?
અગર સારી ગેતીને સળગાવે તું?
પોતા પર અગર પાડ સો દુઃખ તું!
આરાંમ જેથી લાચારને મળશે આં શું?
વખત બાકી તેનો જો હોશે અગર,
તો જીવશે, તુંબી જીવ સાથે મગર.
હોશે વ઼ખ્ત જગથી જવા જવાંનનો,
તો જો, જગમાં કોણુ છે? જાવેદાંનનો?
કઝ઼ાના શીકાર આંપણુ છૈયે મગર,
શું તાજ નિચે સર, યા કોલાહ નિચે સર.

[1] દીલના લોહીને.

વખત આવવેથી સર્વે ખેંચી કઢાયચ,
નથી જાંણુતુ કોઈ, તે પછીથી શું થાયચ.
કે હોય રસ્તો ટુંકો, યા લાંબો મગર,
જુદા પડયે છે, સાથે હોઇયે અગર.
કઝાથી ઓ સરદાર! છે કોંણુ નચિત?
ઘટેચ આંય રડવું પોતા પર ખચિત. ૯૫૨

## રૂસતમનું સોહરાબને માંટે કાઊસથી નોંશદારૂ માંગવું અને તેનું તેંણે નંહીં આપવું.

કહયું ગો,દરઝને દીલેરે નિદાંન,
કે અયે નાંમી પહલવાંન રઓશન રવાંન.
પોંહચાડ માહારો પયગ઼ામ કાઊસની પાસ,
શું વિટયું છે મુંજ પર તે કહે તેને ખાસ.
દેલીર બેટાની ખંજરેથી કમર,
ચીરી, નાં વધુ જીવો રૂસતમ મગર.
માહારાં કામોની યાદ હોય કંઈ અગર,
તો ગ઼મમા માહારા થોડી ગ઼મખારી કર.
છે ગંજમા તારા નોંશદારૂ મુંદામ,
કે જે ઝખ્મીઓને કરે છે આંરામ.
તે, ને મુંજપાસે એક જાંમે શરાબ,
ઇ઼નાયત તું કરજે હયાં મેકળી શીતાબ.

તારાં બખ્તે સારો થશે જો એ ખાસ,
તો મુંજ જેવો બંદો થશે તખ્ત પાસ.
સરદાર આવ્યો વાની મીસાલે મુંદામ,
ને પુગાડયો કાઉસને સર્વે પેગામ.
બોલ્યો ત્યારે કાઉસ, કે પીલતનથી ખાસ,
વધુ કોંણુને છે આ,બરૂ માહારી પાસ.
હું નહીં ચાહાતો આવે બદી તે ઉપર,
છે મુંજ પાસે મર્તબો જેનો ઝબર. ૯૫૩
અને તોબી હું નોંશ દારૂ અગર,
જો આપું, જીવે જંગી પહેલવાં મગર.
તેનાં બળે રૂસતમને ટેકો થશે,
બેશક તે હુલાક મને કર્યો જશે.
સમજ્યું! તે બોલ્યોતો કાઉસ કોંણુ?
જો તે પાદશાહ છે, તો છેતુસ કોંણુ?
બદીજ ખંમવી હોય એક વખત તેથી ગર,
તો શું પેહેલાંથીજ લઊં ન બદલો ઝબર.
તથા સોહરાબે પેલા બદ બખ્તનાં,
ખાધા છે સોગંદ તાજનાં તખ્તનાં.
કરશ નેઝે બેજાંન, બોલ્યોતો તે,
ને સર તારૂ સુળીએ લટકાવશ એ.
તેનાં જેવાં કોંણુનાં છે આં મોટી જગ?—
મા, દબદબો, ગર્દન, ને કદ હાથ, પગ?
શું રેહેશે ઉભો તે માહારાં તખ્ત પાસ?
શું ચાલશે? શાહી જુંડા નિચે તે ખાસ?

નથી ચાહતો તેપર ભલાઈની નઝર,
તે હોય જંગી યા તાજ બક્ષ હોય અગર.
તેંણે મને કેટલીએક ગાળો દીધી,
ને ઈજ્ઝતબી લશકરની સાંમે લીધી. ૯૫૪
જો ફરઝંદ રહે તેનું જીવતું અગર,
તો ચંમટી એક ધુળ રેહેશે હાથો અંદર.
સોહરાબનાં સુખંન નથી સાંભળ્યા ગર?
નથી દાંના જગ જોયેલો શું તું એ નર?
કે કાપસ ઈરાંનીમાંથી સર હઝાર,
ને કાઊસને જીવતો ચઢાવસ હું [1]દાર.
અગર રહયો જગમાં તે જીવતો મુંદામ,
તો ધુંજસે તેથી નાના મોટાં તમામ.
જે દુશમનને પાળે પોતાનાં મુંદામ,
તે ગેતીમા પાથરે છે બુરઈનું નામ.
ફર્યો જલ્દી ગોદર્ઝ એ સંમજી ખાસ,
ધુંવા માંફક આવ્યો તે રૂસતમની પાસ.
કહયું શાહાની આંદતો બુરી અપાર,
કે ઝાહાડ [2]ઈંદ્રૂવણનું સદા ફળ દેનાર.
ગુસ્સામાં તો, જગમાં નથી જોડીદાર,
નણી કોઇની રંજમા મદદનો દેનાર.
તું જાય પોતે નઝદીક તેની અગર,
નાંખે રોશની તેના જીવ સીયાહ પર.
તો ફરમાવ્યું રૂસતમે કે પેશકાર,
લાવે એક કપડું ભરેલું તૈયાર. ૯૫૫

૧ ફાંસી. ૨. બારોમાસ ફળ આપતું ઝાહાડ.

જવાંનને, તે કપડાં ઝરીન ઉપર ખાસ,
સુવાડી ગયો પોતે પાદશાહની પાસ.
કીધું રાહ તરફ જંગી પીલતને સર,
તુરત આવી એકે, ને આપી ખબર.
કે ચાલ્યો સોહરાબ છોડી બોહળી જહાંન,
નથી મેહેલ માંગતો, તે માંગે છે ઘેઆંન.

## રૂસતમનું સોહરાબ ઊપર રૂદન કરવું, અને તેનું તાબુત, ઝાબુલેસ્તાંનમાં ઝાલ અને રોદાબેની નઝદીક લઈ જવું.

ચેહરો પીખ્યો રૂસતમે સંમજી તેવાર,
કુટી છાતી, બાલો ઉખેડયા અપાર.
મારી તેને હાય સર્દ ચોંકીને એક,
તે રડયો ને બંધ કીધાં પાપણ દરેક.
ઊતર્યો રૂસતમ ઘોડેથી ગો પવંન,
કોલાહ જગેહ ધુળ ભરી માંથે તદંન.
એવીજ રીતે લશકરના દાંના તમામ,
પુકારવા, રડવા, પીટવા, લાગા મુંદામ.
રડી રડી બોલતો, રે! જંગી જવાંન,
સરઅફ્રાઝ અને તુખ્મથી પહલવાંન.

તાહારા જેવો જોશે નાં ખુરશીદો માહ,
ન બખ્તર, ન ટોપ, કે ન તખ્તો, કોલાહ.
પડયું કોંણ ઊપર? જેવું છે મુંજ ઊપર?
કે ફરઝંદને કાપ્યું બુઢાપા અંદર? ૯૫૬
નબીરાથી જહાંદારે સામેસવાર,
ને માંદરથીબી છે તુખમ નાંમદાર.
છે બરહક, કે બે હાથ માહારા કપાય,
નાં બેઠક થજો સીયાહ ધુળનાં સીવાય.
કે બરબાદ કીધો મેં બેટો સોહરાબ,
ના કોઈ તે જેવો થયો જંગી શીતાબ.
કેરશાસ્પથી સામે નરીમાંનથી,
વધુ મરદીમાં જંગી નવજવાંનથી.
નથી એકબી મુંજ જેવો જંગીમા ખાસ,
છતાં હતો મરદીમાં બચ્ચું તેપાસ.
શું કેહવસ? જો માં તેની જાંણશે એ ખાસ?
ને કેમ કોઇને મોકળાવશ તેંણીની પાસ?
શું કહીશ? માર્યો શામાટે મેં બેગુનાંહ?
કીધો રોઝ શુ 'રવા? તેપર સીયાહ?
કીઆ બાપે કીધું છે એ રીતનું કામ?
ખરેજ! હું છું બદસુખન લાયક તમામ!
કોંણે માર્યું છે જગમાં ફરઝંદને?
દીલેરને, જવાંનને, અકલમંદને?
બાપ જેનો નાંમેવર પેહેલવાંન તે?
શું કેહેશે? જવાંન પાક બેટીને એ! ૯૫૭

કે ફીનાથી ફાળ્યો રૂસતમ તે ઊપર,
ને ખંજરથી ચીર્યું છે તેનું જીગર.
લાંનત તુખ્મે સાંમ ઊપર કરશે મુંદામ,
ને પાડશે મુંજ ઘાટકી, અધર્મીમાં, નામ.
લાડકવાયું બાળ કોંણે જાંણ્યું હશે?
બુલંદ [1]સર્વ એટલી ઊમરમાં થશે?
કે ખ્યાલ થશે જંગનો ને સજશે સેપાહ?
આં મુંજ રોઝ રોશન તે કરશે સીયાહ?
ફરમાવ્યું જેથી શાહી કપડું મુંદામ,
ઢાંકયું જવાંન બેટાના મોંહ પર તમામ.
આવ્યો તખ્ત મુંલ્કોની રાખી ઊમંગ,
તેને બદલે મળ્યું એક તાબુત [2]તંગ.
તાબુત તેનું જંગ મયેદાંથી લઈ ગયા,
તંબુ તરફ પોતાનાં ચાલતા થયા.
ડેરાઓને બાળ્યા તે આંતશ અંદર,
તમામ ફઓજે ધુળ નાંખી માંથા ઊપર.
રંગરંગના કપડાં ને તંબુ તે વખ્ત,
ને સોંનેરી ચિત્તાનાં બેમુલાં તખ્ત.
કે સળગાવી મુંકયાં ને ઉઠયા પોકાર,
રૂદંન જહાં પહલવાંને કીધું અપાર. ૯૫૮
ન જગ જોશે તું જેવો બીજો સવાર,
કે જંગ વેળા, મર્દી, દીલેરીમાં, યાર.
અફસોસ! તાહારી મરદી, અકલનો, તમામ!
અફસોસ! ચેહેરો, દબદબો, કદ,નો મુંદામ!

૨૯ સરવનું ઝાહાડ. ૨ સાંકડું.

અફસોસ! જીવ બાળતી જુદઈ, ગ઼મનો છે,
જુદો માંથી ને બાપથી ઝખ્મી જે.
મને દેશે ઠપકોબી નેંક ઝાલેઝર,—
ઘણો, ને વળી રોદાબે પુરહોંનર.
શું કહેશે? ગરદનકશો જંગી ઝબર,
જો પડશે એ વાતે તેઓને ખબર?
જેવારે કે પોંહુચશે તેઓને ખબર,
સરવ સીધું બાગ઼થી ઊખેડયુંચ ઝબર.
તો કેંમ માંગી માંગસ એ કામે હું ખાસ?
કઈ વાતે દીલ તેનાં ખેંચશ હું પાસ?
લોહી રેડતો, પડતો, તે ખાક ઉપર ખાસ,
ને ફાડતો તે તન પરનો શાહી લેબાસ.
દીલેરો તમામ, શાહે કાઊસનાં ખાસ,
બેઠા રસ્તામા ખાક ઉપર તેની પાસ.
ઝબાંન હતી દાંનાઓની [1]બોધતર,
દુ:ખી તેહેંમતન હતો દરદે જીગર. ૯૫૯
એવુંજ કામ છે આં ફલકનું બુલંદ,
કે એક હાથે કોલાહ, ને બીજે કમંદ.
કોલાહ સાથે બેસે છે જે કોઇ આનંદ,
તખતથી નાંખેચ તેને [2]"પેંચે કમંદ."
કરવી જોઇયે જગં સાથે માયા શું કામ?
જવુંજ છે જો સાથીઓ સાથે તમામ?
કુંડાળું છે આં ફરતું આંસ્માન એક,
ભરીચ જે કુંડાળાંમા હીકમત દરેક.

૧ નસીહતથી ભરેલી. ૨ કમંદનો પેંચ.

ના હર પાદશાહો, કે બંદાઓ, હર,
પીછાણતું નથી દાંણા, કે અકલવર.
દરેક પાસેથી ગેતી થાય છે પસાર,
ને બાઝી રચેચ એ રીતે બેશુમાર.
કોઈ ધારે કે લાંબો જીવશ હું મગર,
મળવુંજ પડશે માંટીમા તેને આંખર.
કોઈ કહે કે છે આંસ્માંની મુંજને ખબર,
સમજ કે મગ્ઝથી ગયોચ તે ઝબર.
તું જાણ, નથી આંસ્માંની કોઈને ખબર,
તકરાર તેની રાહામાં નકામી મગર.
ના રડવું ઘટે કોઈનાં મોંત પર મુંદામ,
નથી જાણુતા શું છે એ કામનો અંજામ?
ખબર પુગી સોહરાબની શાહાને ખાસ,
કે આવ્યો સેપાહ સાથ તે તેની પાસ.
કહયું કાઊસે તહમતનને નિદાંન,
કોહે અલ્બોરઝથી, તે વાંસોના પાંન.
લેશે ચક્મા સઉને આંસમા ઝબર,
લગાડવી ન જોઇયે માયા ખાક પર.
કરેચ કોઈ જલદી, કરેચ કોઈ વાર,
છે મરવું તો સરવેને શેવટે યાર.
પાંથર જાંનો દીલ, મુંવેલા પર મુંદામ,
ને કર કાંન દાંણાઓ બાઝુ તમામ.
ગમે લાવ ધરતી ઉપર આંસમાંન,
યા સળગાવી દે આગ અંદર જહાંન.

પણ જીવતાં ન કરશે, મુંવાને નિદાન,
સમજ બીજી દુન્યાંમા પુગું રવાંન.
મેં દુરથી જોયાં તેની છાતી, ગરદંન,
ઊંચાઇ, કદ, ગોરઝ, તેનો એવો તદંન.
તો બોલ્યોતો લાગતો નથી તુર્કી એ,
મગર કોઇ બુઝરૂગ બુન્યાંદે છે.
ઝમાનાંએજ મોકળ્યો સાથે સેપાહ,
કે હયાં તાહારા હાથ ઉપર થાયે તબાહ. ૯૬૧
શું કરશે? હવે એનો ચારો છે શું?
રડશે કયાં સુધી આં મુવેલા પર તું?
કહયું રૂસતમે તેતો પાંમ્યો ગુઝર,
ને બેઠોચ હોમાં બોહુળાં મયેદાં અંદર.
તુરાંની, ને ચીની, છે સાથે સરદાર,
ના દીલથી દુશમન તેને ગણુતો લગાર.
જશે લઈ ઝવારેહ આં રાહાથી સેપાહ,
કે યઝદાંની મરજીથી, ને હુકમે શાહ.
કહયું શાહે અય નાંમેવર પહલવાંન,
આ જંગથી તું ગમગીં થયોચ બેગુમાન.
બુરઈ મુંજથી કીધીચ તેઓએ અગર,
ને ઈરાંનને નાંમોશી આપીચ ઝબર.
છતાં જંગની મરજી નથી તાહારી યાર,
તો મારોબી જંગનો નથી કંઈ વિચાર.
દુઃખી મારૂ દીલ તાહારાં દુઃખથી છે યાર,
નથી કરતો બદલો લેવાનો વિચાર.

હેલાવર હુજીર આવી લાગ્યો તે શાહ,
ને બોલ્યો આગળ ચાલી ગઇ છે સીપાહ.
કે લઈ ફ્ઓજ ત્યાંથી અને શાહ ગયો,
ઇરાંન તર્ફ, ને ત્યાંજ રૂસતમ રહયો. ૯૬૨
કારણ રાહાથી પાછો ઝ઼વારેહ ફરે,
ખબર પેલાં લશકરની આવી કરે.
આવ્યો બાંમદાદે ઝ઼વારેહ જેવાર,
ચલાવી તુરત ફ્ઓજ રૂસતમે યાર.
હઝ઼ાર ઘોડાની દુંમ કાપી ઝ઼બર,
ભરી નાંમી સરદારોએ 'ખાક સર.
કપાઈ નાંમી ઘોડાની પુછડીઓ આંય,
તુટ્યાં નગારાં ને પીત્તલની કરનાંય.
સેપાહ ચાલી તાબુતની આગળ તેવાર,
ધુળ નાંખતા બુઝરગો સર પર અપાર.
ગયા ઝ઼ાબુલેસ્તાં તરફ લઈ જેવાર,
ખબર તેની [1]દસ્તાંને પોંહચી તેવાર.
તો નિકળી પડયું સારૂં સીસતાંન બાહાર,
ગ઼મો દર્દથી, રડતું, પીટતું, અપાર.
જોઈ પેલાં તાબુત ને દસ્તાંને સામ,
ઉતરી પડયો ઘોડેથી ઝરરીન લગામ.
આગળ ચાલતો પ્યાદો તહમતન મગર,
તમામ ફાંટાં કપડાં, ને ઝખ્મી જીગર.
દરેક પહલવાંનોએ છોડી કમર,
ને ધર્યાં તાબુત પાસે ખાક ઉપર સર. ૯૬૩

[1] ઝ઼ાલેઝરને.

ચેહરા સૌનાં ફીક્કા, ને કપડાંઓ ચાક,
છાંટી સૌએ સોગની માંથા ઉપર ખાક.
નમાવ્યાં તે તાબુત કણે સૌએ સર,
અફ્સોસ! એવા નાંમી દીલેરનો ઝબર.
ઝારી કરતાં રૂસતમે [1]"પેશે પીદર,"
ઉંચકયું સોનેરી તાબુતમાંથી સર.
અને બોલ્યો કે જો આં સાંમેસવાર,
સુતોચ તંગ તાબુતમાં ગમગીં અપાર.
વર્સાવ્યું બે આંખોથી દસ્તાંને ખુંન,
પોકાર્યો, તે [2]"પાસ દાવરે રહનમુંન."
ને તેહેંમતનબી બોલતો કે અય નાંમદાર!
ગયો, છોડી તું મને રડતો લાચાર.
કેવી વાત અજબ! બોલ્યો તે ઝાલઝર!
કે સોહરાબ ઉંચકતો ગેરઝ આં ઝબર?
સરદારોમાં રહી જશે જેની નિશાંન,
ન જાણશે એવો કોઇબી માંદર જહાંન.
રડી કરતો પાણીથી પાંપણો તર,
ઝબાં ખોલતો સોહરાબની વાતો ઉપર.
આવ્યો તહમતન પોતાનાં મેહેલે ખાસ,
રડયો, તાબુત મુંકાવ્યું પોતાની પાસ. ૯૬૪
રોદાબેએ જોઈ જો સોહરાબની ઘેયાંન,
નદી લોહીની જોઈ આંખે વેહેતી નિદાંન.
ને જોઇ તંગ તાબુતે સુતેલો જવાંન,
રડી બોલી કે અયે શાહે પહેલવાંન.

૧ બાંપની સાંમે. ૨ રાહ બતાવનાર દાવરની નઝદીક.

શુરૂ કીધું રડવું, કલાપીટ કરી,
અને હાય ઠંડી, જીગરથી ભરી.
કે અય પહલવાંઝાદા ને બચ્ચા શેર,
થશે તું જેવો નાં ઝોરેમુંદ દીલેર.
બોલી રડતાં, અયે પહલવાં નાંમવર,
ઝરાતો તું કર પેટીથી ઊંચું સર.
નથી કેહેતો, તુંજ ભેદ માંદરને ખાસ?
કે આયોચ જે ખુશબખ્તીનો વખ્ત પાસ!
પડયો કૂએદમાં જઈ જવાંનીને દીન,
ને જઈ બેઠો ઘર લાચારોને યકીન.
નથી કેહુતો? બાપથી શું વીટયું તુંપર?
ને કાંય તેંણે ચીર્યું આં તાહારૂ જીગર?
સની સુધી મેહેલેથી પુગ્યા પુકાર,
જે સાંભળતું રડતાં, તે રડતું અપાર.
એંમજ પરદામાં ગઈ ભરી સોગ દર્દ,
હતું દીલ દુઃખી ને ચેહેરો ભર્યો ગર્દ.
રડયો બહુ, એ રૂસતમે જોયું જેવાર,
ને પાડયાં આંખે લોહીનાં આંસુ અપાર.
ગોયા કે આવી ગઈ કયાંમત મગર,
કે દીલથી ખુશીતો ઉડીજ ગઈ ઝબર.
સોહરાબ સિંહનું તાબુત, બીજીવાર ખાસ,
કે લાવ્યો દલીર તે સરદારોની પાસ.
ઊંચકી પાટયું મોંહ તેનું ખોલ્યું તદન;
ખીસાડયું પીદર સાંમે તેનું કફન.

બતાવ્યું તે નાંમદારોને તેનું તન,
[1]"નિકળ્યો ગો આંસ્માંથી ધુંવો તદન."
હતાં જેબી કોઈ કે ઝઈફો જવાંન,
ઝનો, મર્દ, લાચાર, કુલ બેશુમાંન.
કીધાં જગના સરદારોએ વસ્ત્ર ચાક,
ને ધુળથી તે આંસ્માં સુધી પોંહચી ખાક.
થયો મેહેલ તાબુત ગોયા ચારોમેર,
ને સુતેલો પેટીમાં તે નરે શેર.
સાંમજ ગોયા, બાજુ ને ગરદનમાં છે,
સુતોચ બની ગમગીં, લડાઈથી જે.
મોંહું તેનું જોયું માંણસોએ છેક,
કે હાય ને અફસોસ કરવા લાગાં દરેક. ૯૬૬
પીળું કપડું રેશમનું ઢાંકયું ફરી,
ને મોંહ તંગ તાબુતનું બંદ કરી.
બોલ્યો, હું કરશ દખમું સોંનેરી ખાસ!
બીછાવશ સીયાહ કસ્તુરી આસ પાસ!
તોબી જશે, મુંજ સાથે રેહેસે ન યાર,
મગર એ સીવા મુંજ નથી કંઇ વિચાર.
હવે શું કરૂ તેને લાયકનું હુ?
કે રહે જેથી જગમાં તેના [2]"રંગો બુ?"
કીધું દખમું ઘોડાની નાંલ જેવું એક,
અપંગ ગેતી થઈ જ્યારે રડતાંજ છેક.
અગર કાચ્ચાંનું કીધું તાબુત તૈયાર,
જડાવ્યા ઝરીન ચાપડા બેશુમાર.

૧ યાને ગોયા આંસમાંન ઉપરબી આગ લાગી. ૨ યાદગારી.

ફેલઈ વાત ગેતીની અંદર તમામ,
કે પેહેલવાંને કેંમ માર્યું ફરઝંદ મુંદામ.
બની ગ઼મ ભરી આંય ગેતી તમામ,
થયાં ગ઼મગીં, સાંભળ્યું જેંણે મુંદામ.
પછી કીધા રૂસતમે કંઈ દીન પસાર,
મગર રહી ખુશાળી ન દીલમાં લગાર.
તો આંખરે ધીરજ ધરી બેશુમાર,
સીવા એનો રસ્તો ન જોયો લગાર. ૯૬૭
છે યાદ એવી ગેતીને વાતો તમામ,
હરેક કોઇનાં જાંન ઉપર દીધા છે ડામ.
મગર જેને અક઼્કલ ને હુશ્યારી છે,
ફરેબે ઝમાનામા કેંમ આવે તે ?
ઇરાંનીઓને થઈ જો એની ખબર,
બળવા લાગા આંતીશે ગ઼મમા ઝબર.
તુરાંન પુગો હોમાં પેલી તર્ફ ખાસ,
કહયું તેંણે જોયલું, અફ્રાસ્યાબ પાસ.
અજબ થઈ ગયો શાહે તુરાં તેવાર,
પડયો તેની અટકળો કરવા અપાર.
ઉઠયા શેહેરે તુરાં ઝમીને પુકાર,
થયો જંગ મયેદાંને સોહરાબ ઠાર.

## સોહરાબની માંયનું તેનાં માર્યાં જવાથી વાકેફ થવું.

ખબર થઈ સમનગાંના શાહને મુંદામ,
પોશાક ફાડયો પોતાનાં તનનો તમામ.
ખબર માંને થઈ કે પેહેલવાં સોહરાબ,
મુવો બાપની તેગે, ઝખ્મી શીતાબ.
રડી નાના બચ્ચાં ઉપર બેશુમાર,
ફાડી વસ્ત્ર, જોશ ખાઈ, કીધો પુકાર.
લેબાસ ફાર્યો હાથોને મારી તદન,
જવાહેર જેવું થયું ખુલ્લું બદન. ૯૬૮
કરવા લાગી શોરો, ને બુંમો, પુકાર,
થવા લાગી બેહોશ તે વાર વાર.
નખ ઘાળી કાઢતી બે આંખો બહાર,
ને આંતશમાં જઈ પડતી તે વારવાર.
કમંદ જેવા બાલો તેના પેંચદાર,
વાળી આંગળીઓમાં ઉખેડતી અપાર.
નદી લોહીની ચેહરાથી વેહતી અતી,
વારંમવાર ઉઠલાઈ પડતી હતી.
સીયાહ ધુળ નાંખતી તે માંથા ઉપર,
ને ગોશ્ત દાંતે બાઝુનું ચાવતી ઝબર.
નાંખી આગ માંથે, ને બળતી ખુશાલ,
ને બાળતી, આંગે કસ્તુરી જેવા બાલ.

તે બોલી, ગયો તું ? ઓ માંદરનાં જાંન ?
કયાં ? ખાક ખુંનમા લપેટઇ નિદાંન ?
કે લાચાર, કૂએદી, ને દુબળું, ને ખ્વાર,
પડયું ખાકમા આં તને, નાંમદાર !
બે આંખ હુતી રસ્તા પર, કેહુતી મગર,
કે સોહરાબ ને રૂસતમની પામુ ખબર.
હું ધારતી હુતી અને કેહુતી મુંદામ,
કે જગ તું ફરી ચુકયો હોશે તમામ. ૯૬૯
ને શોધ્યો, મેળવ્યો, હશે તેં પીદર,
થયો હશે પાછો ફરવા [1]"તેઝતર."
ઓ બેટા ! હું શું જાણું મળશે ખબર ?
કે રૂસતમે ખંજરથી ચીર્યું જીગર ?
અફસોસ આવ્યો નહીં ? એવા ચેહરાનો તું ?
બુલંદ, કદ, અને તાહારી બાઝુનો, શું ?
અફસોસ થયો પહેલવાંની કંમરનો નહી ?
કે તેઝ તલવારે કાપી રૂસતમે સહી ?
ઉછેર્યું મેં તુજ તનને લાડે મુંદામ,
લાંબી રાતો, ને રોશંન દહાડે તમામ.
તે ગરકાવ ખુંનમા થયું છે તદન,
પડયુંચ પાક તન પર તે, ફાટું કફન.
લગાડશ હું છાતીએ કોંણને હરવાર ?
ને કોંણ થશે મુંજને દીલાસો દેનાર ?
કેહવશ કોંણને આં ગમ અને દર્દ ખાસ,
બોલાવશ તાહારી જગ્યે કોંણને હું પાસ.

[1] ઉતાવળો.

અફ્સોસ! તનો, જીવનો, ચશમનો, ચેરાગ઼—
નો, પડયો તું ધુળમાં તજી મેહેલો, બાગ઼.
પીદર શો,ધવા જંગી લશકર પનાહ,
ગયો, બાપ બદલે મળી ઘોર, શાહ. ૯૭૦
થયોચ આસામાં ગ઼મ ભરેલો નીરાસ,
સુતોચ ખાકમાં રડતો લાચાર ખાસ.
તેંણે ખેંચ્યું ખંજર તે પેહેલાં મગર,
ને ચીરી તેંણે તુંજ રૂપેરી કમર.
નિશાંન માંયે દીધેલી કેંમ ના કહી?
ને દેખાડી, કેંમ થયો ઝાહેર નહી?
હુતી દીધી માંયે નિશાંને પીદર,
ન કાંય આવ્યું તુને યક઼ીન તે ઊપર?
પડીચ તું વગર માંય ક઼ુએદ઼ી મીસાલ,
ભરી દર્દ, ગ઼મ, રંજ, અને [૧]"પુર મલાલ."
સફ઼રમાં ન કેંમ આવી તું સાથે હું,
કે જંગી થતે, જગનાં જંગીમા તું.
તહમતન ઓળખતે મને જોઈ દુર,
વધાવતે મને તુને, બેટા જ઼રૂર.
ને ફેંકતે તે બાહદુર તલવાર ગર.
ન ખોલતે ઓ બેટા તે તાહારી કમર!
ને બોલતી, પીખી બાલો, ઝ઼ખ્મી થતી,
મોંઢે પંજા હાતોનાં માંરતી હતી.
ને બોલતી કે લાચાર માં થઈ ગઇ,
કમર તાહારી ખંજરથી ટુકડા જો થઈ. ૯૭૧

મળી ચોતરફ઼ ખલ્કની અંજુમન,
થયું ગ઼ર્ક઼ લોહીમાં તે રડતાં બદંન.
રૂદનથી ને માતમના શોરે મુદામ,
થયાં આંખે જાળાં ખલક઼ની તમામ.
બેહોશ થઈ, પડી, એમ કરતાં મુદામ,
થયાં દીલ દુઃખી જેથી જગનાં તમામ.
પડી ખાકમાં થઈ મુવેલાં સમાંન,
ગોયા લોહી બંધઇ ગયું બેગુમાંન.
કીધો હોશમાં આવી પાછો પુકાર,
મુવા બેટા પર લાગી રડવા અપાર.
હતાં આંસુ લોહી ભર્યાં રાતાં તમામ,
કાઢયો બાહાર સોહુરાબનો ઘોડો મુદામ.
લીધું ગ઼ોદમાં તેનાં ઘોડાનું સર,
અજબ થઈ જેને જોઈ ગેતી ઝબર.
તેનું ચુંમતી મોંઢુ, તો કોઇ વેળા સર,
નદ્દી વહી ખરી નિચે, ખુંનની ઝ઼બર.
કીધી ખાક લાલ [1]“ખુંને મીઝ઼ગાંથી” તર,
મસળતી મોંહ નાંલો ખરીની ઊપર.
પોશાક તેનો શાહી તે લાવી તમામ,
ધર્યો બેટા માંફક બગ઼લમાં મુદામ. ૯૭૨
કે પેહરણુ, ને બખ્તર, ને લાવી કમાન,
તથા નેઝ઼ો, શમશીર, ને [2]“ગુર્ઝે ગેરાંન.”
ને મારતી ગુરઝ઼ ભારી માંથા ઊપર,
કરતી યાદ દબદબો છાતી ઝ઼બર.

૧ પાપણોનાં લોહીથી. ૨ ભારી ગોરઝ઼.

લાવી તેની ટોપ અને બખ્તર સુંદામ,
ને બોલી કે અયે સિંહ લડાયક તમામ.
લગામ, ઝીન, અને ઢાલ, લાવી મગર,
તે ઢાલ, ને લગામ, માંરતી માંથા ઉપર.
કમંદ લાવી પાંત્રીસ ગ઼ઝની તે ખાસ,
ને ખુલ્લી કીધી તેને પોતાની પાસ.
ખેંચી તેગ઼ સોહરાબની લઈને ખુશાલ,
કાપી અરધી ઘોડાની પુછડી ને [1]યાલ.
ફ઼કીરોને આપ્યો ખઝાંનો ઝબર,
સણગારેલા ઘોડા, ને ચાંદી, ને ઝ઼ર.
ઉખેડયું તખત ઢાંકી [2]"અયેવાંનો દર,"
ઊંચાંએથી ફેંકયું નિચાંને ઝબર.
ઊજડ કીધી મહેફીલ હતી જે મગર,
ગયોતો જે માંહાફીલથીં જંગની ઊપર.
કીધાં કાળાં, ઓરડાનાં બારણું સુંદામ,
કીધા ખાક મેહેલો અગાસી તમામ. ૯૭૩
પોશાક કાળો પેહર્યો તેંણીએ મગર,
સીયાહ, તે હતો લોહીમાં તર બ તર.
માંતમ ઝ઼ારી કરતી દીવસ રાત છેક,
સોહરાબનાં મરણથી જીવી સાલ એક.
શેવટ તેંણી ગુઝ઼રી તેનાં ગ઼મે ગઈ,
રવાંન મળ્યું પહલવાંન સોહરાબને જઈ.
સુખંન શીરીં બેહરાંમે કહેલું છે શું?
કે મુંવાંથી આશનાંઈ કરતો નાં તું.

૧ ગર્દનનાં બાલ. ૨ મેહેલનો દરવાઝો.

નથી તુને લાંબુ હયાં રેહવું સમજ,
પોતાને જવા ઢીલ જાંણુતો ન રજ.
રસંમ એજ છે જુની જગની ઝબર,
જણુંયો નથી ભેદ જેનો મગર.
જગાહ દીધી બાપે તુને એક વખ્ત,
તો તુંજ વખ્તબી આવે, છે એ દુરશ્ત.
એંમજ છે, એનો ભેદ પાયો નથી,
નથી ચાવી મળતી, કાં રહે છે મથી ?
ન કોઈ ખોલી શકયું એનો બંધ દર,
એ રંજે થશે તાહારી બર્બાદ ઊમર.
નપાંચ ત્રણુની ગેતીમાં દીલ બંધ કર,
નજીવો છે લોભ પાંચ ત્રણુનો અગર. ૯૭૪
કીધી છે આ દાસ્તાં હવે મેં ખતંમ,
કહું બીજી સિયાવક્ષની દંમ બ દંમ.



આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ચોઠો. નંબર ૭૫, બજારગેટ સ્ત્રીટ, કોટ, મુંબઈ મધે આવેલાં "નવરંગ પ્રિન્ટિંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ભીંવરડીવાલા બીલ્ડીંગ, વાડયા સ્ત્રીટ, તારદેવ, મુંબઈ મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસ્તર "આંદીસે" પ્રગટ કર્યું છે.